વાર્તામાળા. નં. ૧.

# પાનિપતની પનીયારી.

( ઐતિહાસીક-નવલકથા. )

લેખક,
ગગનલાલ લલ્લુભાઈ ડાભુવાળા.

— યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ કું૦ લીમીટેડ. —

વાર્તામાળા નં. ૧.

# પાનિપતની-પનીયારી.

## ઐતિહાસીક-નવલ કથા.

લેખક,

છગનલાલ લલ્લુભાઈ ઠાણાવાળા.

અમદાવાદ

યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં છાપી.

ઈ. સ. ૧૯૦૩. સંવત ૧૯૫૯.

મુલ્ય રૂ.૧-૦-૦ પોષ્ટેજ ૧ આનો.

# ગ્રંથાર્પણ પત્રિકા.

ઉદારતાથી ભરપુર સદ્ગુણ સંપન્ન.

## રા. રા. સયાજીરાવ સીવાજી પોરેડી.

**નાસીક—ત્રીજોરી ઑફિસ.**

આપે ઠાણામાં રહી મારા ઉપર કરેલા અતુલ્ય ઉપકારોને યાદ કરી તથા મારા તરફનું તમારૂં સ્નેહ ભરેલું વર્તન જોઈ. તથા મારા જેવા ઉછરતા યુવક લેખકના લેખને ઉત્તેજન આપી ફેલાવો કરવામાં ઉત્સાહ પૂર્ણ સહાયતા કરવામાં અનુપમ ઉદારતા જોઇ. અંતઃકરણમાં ઉભરાતા પ્રેમની રેલ છેલ સાથે આ લઘુ ગ્રંથ આપને અર્પણ કરૂં છું. તે સ્વિકારી ઉપકૃત કરશોજી.

આપનો–સદા આભારી

**છગનલાલ લલ્લુભાઈ ઠાણાવાળા.**

---

# પાનિપતની-પનીયારી.

## ( ઐતિહાસીક નવલકથા. )

---

### વારતા પ્રવેશ.

---

વાંચક વૃંદો, આપણી આ નવલકથાની શરૂઆત ઇ. સ. ૧૫૨૬થી થાયછે. જ્યારે, જે સાલના વિચિત્ર વર્ણનોનો ચિતાર મારી કલમ વાટે બહાર પાડી; તમારી સમક્ષ મુકુછું. ત્યારે, એટલે જે સાલથી આ વાર્તાની શુરૂઆત થાય છે. તેજ વખતે, તેજ સાલમાં, અને આ હિંદુસ્તાનમાં, જુદે જુદે ઠેકાણે, જુદી જુદી જાતના, રાજાઓ રાજ કરતા હતા. આ વખતે,

ચિતોડની ગાદી ઉપર, બિરાજેલા બહાદુર વિર શ્રેષ્ઠ મહારાણા સંગના અમલ નીચે, રજપુતોનું ઐશ્વર્ય વધતું જતું હતું. અજમિર, મેવાડ, અને માલવા ઉપર, તેમણે, પોતાનો અમલ બેસાડયો હતો. આ વખતે સંગની સામે ટક્કર લે એવો, એક પણ નર જોવામાં આવતો નહોતો. જેથી એમ જણાતું હતું કે થોડા વખતમાં હિંદુ બાદ. શાહી સ્થપાશે. પણ, આ વખતની બધાની ધા-રણા ઉંધી વળા ગઇ. પ્રભુએ પોતાની મતિ પ્ર-માણે કર્યું. કારણ કે, થોડા વખતમાં, હિંદનો રંગ કેવા જુદા રૂપમાંજ પલટાઇ ગયો; તે વાં. ચનાર આગળ જતાં જાણશે. જ્યારે, મેવાડનું રાજ્ય પદ પ્રતાપી નરવર સંગના હાથ તળે ફે-લાવો પામતું જતું હતું. ત્યારે, ઐતિહાસીક દિલ્લી-ના રાજ્યનો, જે થોડો ઘણો ભાગ બાકી રહ્યો હતો, તે ઉપર, લોદી ઓલાદનો અફ્ગાન યાને પઠાણ સુલતાન ઇબ્રાહિમ લોદી આગ્રામાં પોતા-ની રાજધાની કરી અમલ ચલાવતો હતો. પણ

જે કુસંપનો કીડો તેમનામાં પેઠો હતો, તેણે તેમની સાથે હિંદુઓને પણ નુકસાનીમાં ઉતાર્યો. મોગલ વંશની સ્થાપના કરનાર, હિંદુઓને હરાવી, અફગાનોને પદભ્રષ્ટ કરનાર, તથા રણમાં રોળાવનાર, અને પહેલવહેલાં બાબરને હિંદમાં દાખલ કરનાર, પંજાબનો સૂબો લોદી દોલતખાં હતો. કેટલાંક કારણોને લીધે, સુલતાન સાથે તેને વેર બંધાયું હતું. તેથી કરી મોગલોનો પ્રવેશ થયો. બેની લડાઇમાં ત્રીજો ફાવી ગયો, બે બિલાડી જેવી આ બંનેની લડાઈમાં વાંદર વિદ્યાએ બાબર ફાવ્યો. અને, બિચારી હિંદનું પ્રારબ્ધ જુદાજ રૂપમાં પલટાઇ ગયું. વેરની ધુનમાં આગળ પાછળનો વિચાર રહેતો નથી. પણ જ્યારે પસ્તાવો થાય છે ત્યારે, પછવાડેથી માથું કુટે છે. પણ તેથી શું વળે! દોલતખાંની પણ તેવીજ સ્થિતિ હતી. પોતે શું કરે છે, તથા તેનું શું પરીણામ આવશે. તે, તે જાણતો નહોતો. ફકત ઇબ્રાહીમ પર ગમે તે ઉપાયે વેર લેવાનેજ તે તત્પર થઇ

રહ્યો હતો. મહારાણા જો,આ વચ્ચે આવ્યા હોત તો, હિંદ આ દશાએ પહોંચત નહિ, એવું અનુમાન કરીએ ખરા, પણ ધર્મ આડે આવ્યો, જેથી બંન્ને વચ્ચે પડાયું નહી. તેથી અપકિર્તિને હોરી લેવા કરતાં, કિર્તિ પ્રાપ્ત થઇ, ખરી. પણ,હિંદની સાથે હિંદુઓની પડતી થઇ, અકલંકિત મેવાડના મહારાણાઓમાં, ઉત્પન્ન થયેલ, આ મહારાણા પણ, તેવાજ ધર્મિ તથા, પરાક્રમી હતા. જંગના મેદાનમાં સંગની ભારે તલવાર જ્યારે નીકળતી, ત્યારે, બીકણો ચોપાસ ભાગતા સંતાતા ફરતા હતા. સત્યવાદી શાણા, શુરવીર અને, ઉદાર દીલના પુરૂષોને, તેમના તરફથી માન મળતું. પણ ધાડપાડુ, ચોર, લુચ્ચા, જુગારી, તથા વ્યભીચારીઓનો તો, તે શત્રુ હતો. હિંદનું તે વખતનું ઐશ્વર્ય શું હતું. તે, તથા હાલના હિંદની સ્થિતિ સરખાવી જોતાં, ખરેખર! હૃદય કંપેછે. આગલા મહાન પુરૂષોને યાદ કરવા, તેમના કિર્તિ સ્થંભો હજુ હયાત છે. તેમનું વારે વારે, શુર

વીરતા, ઉદારતા, અને સહાસનું સ્મરણ થાય છે. ઘણાક ધર્મિ, સત્યવાદી, અને બહાદુર નર મહારાણા સંગ પછી; તથા, પહેલાં પણ થયા હતા. છતાં, વિચાર કરી જોશો તો, બધા નરવરોએ કીર્તિને વરવા બાથ ભીડાવેલી માલમ પડશે. પોતાની પછવાડે નામ અમ્મર મુકી ગયેલા જણાશે. પણ તેથી ઉલટું આજકાલ જોશો તો, ઘણુંક જાણવા જોગ મળી આવશે ખરૂં. અસો આપણે હાલ તે બદલ વિચાર કરવાની જરૂર જ નથી, મારા લઘુ પુસ્તકમાં મન પરોવતાં પહેલાં, આ પ્રસ્તાવના વાંચવાથી, વાર્તામાં પ્રવેશકદ્વારની આ પ્રસ્તાવનારૂપ ચાવી તમારે હસ્તગત કર્યા બાદ, આ નવલ રંગભુમીપર આવનાર વિચિત્ર બનાવોની સુખ. દુખ શોક, સાથે પ્રેમ, અને વિરત્વની આગળ ચાલતાં, ધીમે પણ ધીરતાથી વાંચતાં, ઘણુંક જાણવાનું, તથા સમજવાનું પણ, મળી આવશે.માટે, આ કિલ્લીરૂપ પ્રસ્તાવનાને, હ્રદયરૂપ હસ્તમાં આપી, દ્વારમાં ધીમે ધીમે

ફેરવાતા આંટારૂપ નવલ પ્રકરણ ધ્યાનથી વાંચી પૂર્ણ વિચાર કરવો.

આશા છે કે, અતિ ઉત્સાહથી પ્રજા જન સમક્ષ મુકાવવા મને પોતાને ત્યાં રાખી, મિત્ર છગનલાલ રામનારાયણે આપેલા ટેકા બદલ, તથા મારી મહેનતના અને, આશાવંતરૂ નિચે દેખાતા કીર્તિરૂપ મુળીયાંને તેવીજ રીતે વિચારવંત માણસો તરફથી પાણી સિંચાશે.

મારા આ લઘુ પુસ્તકનો, જલદી ફેલાવો થઇ, મને અધિક ઉત્તેજન મળશે, એવી મારી ધારણા છે.

લેખક

**છગનલાલ લલ્લુભાઈ થાણાવાલા.**



# પાનિપતની-પનીયારી.

## પ્રકરણ ૧.

### પ્રેમી નાયકા.




પોર થયા હતા. સૂર્ય નારાયણના પ્રખર કિરણો ચોપાસ ફેલાયા હતા. એકાદા હરણની બરાડ સંભળાતી તો, વખતે એકાદ પક્ષીનું બોલવું પણ, સંભળાતું હતું. છતાં તાપ એટલો બધો પડતો હતો કે, આ વિશાળ પાનિપતની, બધી રેતી તપીને લાલચોળ થવાથી, જમીનમાંથી, ઉની બાફ નીકળતી હતી, તેમ વળી આ ઉજડ રણમાં એક

પણ ઝાડ, નજરે આવતું નહોતું. આ વખતે, જો એકાદો મુસાફર, આ ભયાનક જગ્યાએથી પસાર થાય તો, તેની કેવી દશા થાય! તેનો વિચાર વાંચનારેજ કરી લેવો, કારણ કે, લૂના એટલા બધા સપાટા આવતા કે, ગગન માર્ગે ઉડતાં પક્ષિઓ, જમીનપર પડતાં, ઉની રેતીમાં તરફડી મરી જતાં હતાં. જ્યારે, આખા રણમાં એકજ શાંત્તિસ્થાન જોવામાં આવતું હતું. દુર, યમુનાના વહેતા શિતળ જળની આવતી લહેરોવાળા કિનારાપર બાંધેલી, વેલોમાં વિંટાઇલી, ઝાડોની છાયામાં ઉભારેલી એકજ ઝુંપડી, શ્રમીત થયલા, માણસનું મન રંજન કરે તેવી હતી. આજ, બપોરે એક મુસાફરને પોતા તરફ ખેંચ્યો હોય તેમ જણાતું હતું. આઘે નજર કરતાં; એક યુવાન ઘોડેસ્વાર પોતાના ઘોડાને પુરપાટ દોડાવતો, શીકારી પોશાકમાં સજ થયલો, એક હાથમાં તીર તથા કમાન પકડી, ઝુંપડી તરફ ધસ્યો જતો જણાતો હતો. વીસ વરસની કોમળ વયથી શુશોભિત

દેખાતા, નાજુક મુખપર તાપને લીધે લાલ રંગ છાઇ રહ્યો હતો. જો કે, તેને સહજસાજ મુછનો દોરો ફુટયો હતો, છતાં, તે એક પહેલવાનને લજાવે તેવા બાંધાથી તો,વધુ સુંદર દેખાતો હતો. કમાનદાર ભવાં અને, પાણીદાર નેત્રો જોનારનું ધ્યાન ખેંચે તેમ હતું. તે, તરસથી આકુળ બની ગયો હતો, વિશાળ ભાલપરના પરસેવાથી, તેના કાળા ભમર જેવા, સુંદર અને ચકચકીત વાળ, ચોંટી ગયા હતા. ગરમીથી ઉષ્ણ બની ગયેલા વાયુને લીધે, તે ધભરાટમાં પડી ગયો હોય, તેમ જણાતું હતું. તેને કંઠે પાણી વિના સોસ પડયો હતો. ચંચળ પ્રાણી ઢીલી છોડેલી લગામથી,પોતાના ધણીનો મનોભાવ જાણી; ઝુંપડી તરફ ધસતું જતું હતું. મોટી મોટી ફાળ ભરતો, વારે વારે, હણુહણાટ કરી ઉજ્જડ મેદાનને ગજાવતો, ઘોડો પોતાની પીઠપર સ્વારને લઇ, થોડીવારમાં ઝુંપડી પાસે આવી થોભ્યો. શિતળ છાંયાથી આરામ થયો, વ્યાકુળ મનને શાંતિ થઇ. પણ,

તેથી કંઈ તૃષા મટે ? ઝુંપડી આસપાસ આવેલા, જાત જાતના ઝાડ,તથા વેલોની મળી થયેલી ઘટામાં, તે ફર્યો. પણ, જે આશાથી તે અહીં આવ્યો હતો; તેને બદલે, નિરાશા રહી. પાણી વિના પ્રાણ તળામળપર લાગ્યા, પણ ઝુંપડીનું બારણું બંધ હતું ત્યાં, ઇલાજ શો ? તે હવે ધીર ન ધરી શકયો. યમુનાના શીતળ જળથી, પોતાની પ્યાસ છીપાવવા તે દોડયો. જ્યારે એક પનીયારી યમુનાની સીઢી બેખડ ઉપરથી, પાણી ખેંચી, બેડું ભરતી હતી. સ્ત્રી સોળ વરસની નાજુક, ખીલતા ગુલાબ જેવી, ચંપકવર્ણી મોહક મુખડાવાળી, દાઢમ જેવા દાંતની પંક્તિથી શોભતી, પરવાળા જેવાં, રક્તવર્ણા હોઠથી મોહાવતી, છાતિપર બિરાજેલા જોબન વાડીના બે નૌતમ ફળો જેવાં, સ્તનોથી મન ખેંચતી, કંઠે કોકીલા જેવી, મધુર અવાજવાળી, નાજુક ભુજા અને લાંબા ચકચકીત નાગફણ જેવા, કાળા રંગના શુશોભીત કેશથી, સ્વરૂપમાં વધારો

કરતી, પાતળી કમરવાળી, હરણ જેવાં નેત્રોના ફરવા સાથે ચિત્ત ચોરતી, મદન પ્રિયા રતી જેવી દેખાતી હતી. અહા! ખરેખર આ સ્ત્રીને જોતાંજ, કોઈ એમ ધારે કે, આ રંભા કે ઉર્વશીછે? કે, બન્નેથી અધીક સ્વરૂપવાન ઇંદ્રની પરી છે કે શું? સદ્‌ગુણી સૂર્યનું પૂર્ણ તેજ, તેણીના ગુલાબી ગાલ અને, સુંદર મુખડાપર ચળકતું હતું. પોતાની હંસ જેવી ગરદન, જળ પ્રવાહમાં ડેકાવી તેણી પાણી કાઢતી હતી. તેથી તેણીના પગની પાનીઓ જાણે એનો ભાર સહન ન કરી શકતી હોય, તેવી લાલચોળ લોતી જેવી દેખાતી હતી. આ વખતે તેણીએ ગુલાબી રંગનો કસબી સાળુ પરીધાન કર્યો હતો. તેથી તો, તેણીની શોભામાં ઓર વધારો થયો હતો, પાછળથી આવતા ઘોડાના પગલાંના અવાજથી તેણી ચમકી, પાછી ફરી, દોરડું ઠીક થયું કે, હાથમાંજ રહી ગયું. પણ, ઘડો તો જમનાજીની છોળોમાં ઉછળવા લાગ્યો. તેણી સ્થિર થઇ ગઈ. ઘોડાપરથી ઉતરી તેણી

તરફ આવતા યુવાન તરફ. એકી નજરે જોઇ રહી. તે એટલે સુધી કે, ઠેક નજીક આવી જ્યારે યુંવાને પોતાના કંઠ તરફ આંગળી કરી હાથની ઈશારતથી પાણીનું સૂચવ્યું ત્યારે, તેણીનું ભાન ઠેકાણાપર આવ્યું. મન થોડીવાર સ્થિર થયું. ઝપાટાબંધ પાણી ખેંચી,યુવાને ધરેલી પોશમાં રેડવા લાગી. પણ, તેણીના નેત્રો તો, યુવાનનું સ્વરૂપ નીરખવામાં લીન બની ગયાં હતાં. તૃષાથી ફારેગ થઇ, શાંત્ત પામી, ઉપકારની નજરે પનીયારી તરફ એકવાર જોઇ,ઘોડાને લેઇ ભેખડોનો ઢોળાવ ઉતરવા લાગ્યો. કેટલીકવાર સૂધી માથે બેડું લઇ, પનીયારી તેના તરફ જોઇ રહી, યુવાન જ્યારે ખડકઆડ થયો, ત્યારે, પનીયારીને નીરાશ થઇ ઝુંપડી તરફ જવું પડયું. બારણું ઉઘાડી, બેડું મૂકી, તેણી બહાર આવી. યમુનાની શીધી ભેખડો તરફ, નજર કરી તેણી ચિત્રવત બની ગઇ. પાછી ફરી જ્યારે ઝુંપડીમાં જવા લાગી. તો, દ્વારમાં રૂષીરાજ ઉભેલા જણાયા. મ-

હારાજ આપ ક્યારના પધાર્યા છો ? નિચી નજરે જોતાં પનીયારીએ અંગુઠાથી જમીન ખણુતાં પુછ્યુ. બાળા, એક પ્રહર થયો હું અહીંજ છું. તેણી તરફ તાકી જોતાં રૂષીરાજે જણાવ્યું. પનીયારી ઘભરાટમાં પડી, શું બોલવું તે તેણીને સૂઝ્યું નહી, બેન શા વીચારમાં છો ? રૂષીએ ફરી પૂછ્યું. ગુરૂજી ક્ષમા કરો ! ક્ષમા કરો ! આટલું બોલતાં તેના ચરણમાં મસ્તક મુકી પનીયારી ગુંટણીએ પડી. રૂષીરાજ આ વખતે ગંભીર તથા શાંન્ત જણાતા હતા. તે જરા પણ આશ્ચર્ય પામ્યા નહોતા, મોટી કાળી જટા,રૂષીની કમ્મર સૂધી લટકતી હતી. હાથમાં અને ડોકમાં રૂદ્રાક્ષની માળાઓ પહેરેલી હતી. પગ સૂધી પહોંચે. તેવી, એક ભગવી કફની યોગીરાજે પરિધાન કરી હતી. સાક્ષાત શંકર છે કે શું ? એમ આ યોગીરાજને જોતાં, દરેક જણ આશ્ચર્યમાં ગરકાવ થાય તેમ હતું.પનીયારીએ પગમાં મસ્તક મૂકતાં, તેણે પોતાની આંખો બંધ કરી.બાદ થોડી-

વારે પનીયારીનો હાથ પકડી ઉઠાડતાં બોલ્યો. પુત્રી ફીકર ન કરીશ, ભવિષ્યમાં આવનાર દુઃખથી, દુર રાખવા મેં તને અહીં આણી. જ્ઞાની થઇ અજ્ઞાન બન્યો, તેમાં મારી ભૂલ છે. અસો, ઘણા માણુસો યુવાનીમાં કરે છે, તે પ્રમાણે તેં કર્યું તેમાં નવાઇ નથી. થોડીવારમાં તુંજ જડવત બની હતી? અફસોસ, અંતની ઘડી સૂધી તેમાં સુખ મળનાર નથી. "એમ હું જાણુંછું પણ, તને અટકાવી શકાય તેમ નથી. માટે હવે તો શંકર કરે તે ખરૂં. તારા ભવિષ્ય માટે ધારેલી ધારણા ખરી પડતી જાય છે. આટલું બોલી યોગીરાજ ચાલ્યા ગયા. પનીયારી તે બદલ વીચારમાં પડી.

---

# પ્રકરણ ૨.



## વેર.



ઈબ્રાહીમ, ઇબ્રાહીમ, તારૂં થોડાજ વખતમાં આવી બન્યું છે, એમ સમજજે. આ દોલતખાં હવે વેર લીધા વિના છોડે તેમ નથી. મારા બનેવીના લોહીમાં તેં જે હાથ રંગ્યા છે ! તેજ હાથના ! પાનિપતના રણમાં ટુકડે ટુકડા કરી ચોપાસ ફેંકી દઇશ ! તારો અમલ હશે ત્યાં સુધી આ દોલતખાંને ચેન નહી પડે, અરે ! એક મ્યાનમાં બે તલવાર કોઇ પણ દિવસ રહી શકનાર નથી. તારી બધી સીતાફી જો, થોડા વખતમાં ન ભૂલવું તો આ દોલતખાં એક લોદી હુકમનો નથી, એમ સમજજે. તારો જીવ લીધા વિના, મને જરા પણ શાંતિ થવાની નથી. પાનિપતના જંગમાં, તને મારીશ

મા મરીશ. તારા રાજ્યને પાયમાલ કરીશ. અરે ! તને જડમુળથી ઉખેડીજ નાંખીશ. ત્યારેજ મારા મનને શાંત્તિ થશે. તારી શમશેર ધાર વગરની બુઠી થઇ જશે, તું સાહ્યતા વિનાનો લશ્કરમાં રખડતો થશે. બાદ, તારૂં ધડ મસ્તક વિનાનું રગદોળાશે. ત્યારેજ, હું ખુશી થઇશ. લાહોરમાં આવેલા એક બેઠી બાંધણીના ઘરમાં, ઉપર પ્રમાણે વીચાર સાગરમાં તણાતો, બુમ મારતો, વારે વારે મ્યાનમાંની શમશેરને ખુલ્લી કરી તપાસતો, મનમાં અનેક સંકલ્પ વિકલ્પ કરતો, દાઢીના વાળ પસારતો, અલ્લા મારા કામમાં તું મને મદદગાર થજે. એ પ્રમાણે બોલતો હતો, તેટલામાં કોઈએ બારણું ઠોકયું. કે.તરતજ તે તરફ દોડયો; બારણું ઉઘાડયું. અને, અંદર એક પુરૂષને દાખલ કરી, પાછો, ખુરસીપર આવી બેઠો. આ વખતે તેનો ચહેરો કંઇ વિચિત્ર લાગતો હતો. મુળ તો મિયાં હતા રંગે કાળા, અને જાડા, પણ ઠીંગણા અને મજબુત, તેમાં વળી

હાવભાવથી તો તે વાંદરાનું સ્મરણ કરાવતા હતા. આવનાર પુરૂષે પોતાનો ઝભ્ભો કાઢી નાંખ્યો. બાંધેલો ફેંટો પછવાડે કર્યો. જુઓ, દોલતખાં હવે તમે કેવી રીતની મદદ કરાવવા માગો છો? તે જણાવો તો સારૂં. તે પુરૂષે ખુરસી ઉપર બેસતાં જણાવ્યું. જુઓ કે આપ મારી મદદ લેવા ઇચ્છો છો તો, હું પોતે મારૂં શીર આપવા તૈયાર છું. તેવીજ રીતે, મારી પાસેના એક હજાર સિપાઇઓ, પોતાના જીવ સાટે તમને મદદ કરશે. ફરમાવો તો, આજેજ તેઓ તમને લાહોર સર કરી આપશે. દોલતખાંએ મનમાંજ મલકાઇ, શેખસલ્લી પેઠે, તરંગની ધજા તળે, મોતીના ચોક પૂરતાં જણાવ્યું. આપની મદદની લાલ મને જરૂર નથી. મારા સિપાઇઓ, અંદર દાખલ થઇ ચૂકયા છે. તમારી મહેરબાનીથી તો, હિંદુસ્તાનમાં આવી શકયો છું. યાદ રાખજો કે, આ બાબર દિલ્હીની ગાદી ઉપર બેઠા બાદ, તમને ભૂલનાર નથી. બાબરે જણાવ્યું, દોલતખાં તેના આ

પ્રમાણેના બોલવાથી અત્યંત ખુશી થયો. આ વખતે રાત અંધારી હતી, પવન સુસવાટા બંધ ફુંકાતો હતો. જ્યારે, લાહોરમાં બધે શુંમસામ જણાતું હતું. રસ્તાઓ ઉજડ વસ્તી વગરના જણાતા હતા. તેવી વખતે બાબર દોલતખાં સાથે બહાર આવ્યો. એક સીસોટી મારી. ચોપાસથી સિપાઇઓ ઉભરાઇ જતા જણાવા લાગ્યા. મારો કાપોની બુમરાણમાં; દીન દીનના પોકારોથી લાહોર ગાજી ઉઠ્યું. ઉજડ રસ્તા ઉપર મસ્તક રવડવા લાગ્યાં. કિલ્લાપરનો ડંકો જોશથી વાગવા લાગ્યો. ધરપકડ શરૂ થઇ ચૂકી હતી. બારી બારણું બંધ કરી, બાયલાઓ ઘરમાં ભરાઇ થરથર કંપતા હતા. જ્યારે, શુરવીરો તો, આ હોકાટો થતાંજ, પટોપટ ઢાલ તરવાર લઇ બહાર નીકળી પડયા હતા. લડાઇ થોડો વખત ચાલી પણ તેટલામાં તો, લોહીની નીકો વહેવા લાગી. અત્યાર સુધી મહીઓમહી કપાઇ મરતા હતા. પણ હવે સવાર સમય થવા આવ્યો હતો, જેથી બંન્ને ત-

રફના લડવૈયા હારમાં બંધાઈ લડવા લાગ્યા. દગો કરનાર કાફર કોણ છે ? તે જો, આ વખતે જણાય તો, તેના ટુકડેટુકડા કરી નાંખ્યા વિનારહેનાર નથી. આ પ્રમાણે બોલતો, તલવાર લઇ ઘુમતો, લોહીથી ખરડાયલો એક બહાદુર સરદાર આશરે સોએક સિપાઇઓ સાથે લાહોરમાં દાખલ થયલા શત્રુઓને અટકાવતો, કાપતો ચોપાસ ફરતો જણાતો હતો. ધીમે ધીમે સૂર્ય બહાર આવવા લાગ્યો હતો. આકાશ સ્વચ્છ જણાતું હતું. આ સરદારનો વિજય થશે એમ લાગતું હતું. દુશમનોમાં તે એક સિંહ જેવો જણાતો હતો. તેઓ પાછળ હઠતા જણાતા હતા. કીલ્લેદાર તેમને ઘાસ પેઠે અતિ ત્વરાથી કાપતો માલમ પડતો હતો. તેટલામાં આશરે ચુમાળીસ વર્ષનો, એક મજબુત બાંધાનો મોગલ સરદાર સામે આવી ઉભો. અલ્લાહના, કસમ લઇ કહું છું કે, તારો જીવ લીધા વિના મારી સમશેર મ્યાન કરનાર નથી. ભાલો ઉગામી કિલ્લેદાર સનમુખ

ઘોડાને મંડળાકાર ફેરવતાં મોગલે જણાવ્યું. કિલ્લેદાર બહાદુર તથા હીંમતવાન હતો. જો કે તે થાકી ગયો હતો; છતાં, જરા પણ ડર્યો નહી. તે જીંદગીના રક્ષણાર્થે પાછો ફર્યો નહી. પણ, ભાલાથી હાથ વિંધાયા છતાં, તે તલવાર લઇ મોગલ તરફ ધસ્યો. મરણને તેણે આવકાર દીધો,તે તેને ખુશીથી ભેટી પડયો. પણ, અપકીર્તિનું કલંક હોરી લઇ જીવવાનું તેણે પસંદ કર્યું નહી. મોગલ સ્વારના ઘોડાની અડફેટથી તે ગબડી ગયો. ઉપરથી દૌલતખાંએ ઘા કર્યો. પણ, તે જબરી હીંમતે ઉઠયો. અને, મોગલ વંશની સ્થાપના કરનાર, વીરનર બાબર ઉપર, તેણે અતિ રોશથી બે હાથમાં તરવાર પકડી ઘા કર્યો. બાબર તેના ધૈર્યથી આશ્ચર્ય પામ્યો ખરો. પોતાના ઘોડાને વચ્ચે નાંખીને બચ્યો ખરો. પણ આ બહાદુર કિલ્લેદાર પર, ઘા કરવા તેનું મન માન્યું નહી તે દૌલતખાં કરતાં કિલ્લેદારને વધારે ઉત્તમ ગણવા લાગ્યો. બંન્નેની મનમાં સરખામણી કરવા લાગ્યો.

તો, આ સરદાર તેને વધારે પ્રિય લાગ્યો. પણ, કીલ્લેદાર મોગલોનો એક સરખો વિધ્વંસ કર્યો જતો હતો. એટલે હવે, તેને વચ્ચે આવવાની ફરજ પડી, તે ફરી તેની સનમુખ ધસી ગયો, જખમી થયેલા તથા, થાકી ગયેલા કીલ્લેદારને તેણે થોડી પલમાં એક બે ઘાથી, પોતાના રસ્તામાંથી દુર કર્યો. બહાદુરના પડવાથી બાયલા સિપાઈઓ નાઠા. મોગલો, બાબરની પૂઠે પૂઠે આગળ ધસ્યા. અને, થોડી મહેનતે, જોતજોતામાં કિલ્લા ઉપર બાબરની વિજય ધ્વજા ફડકવા લાગી. લડાઈ બંધ પડી. મોગલ લશ્કર લુંટ કરવા ધસ્યું. પછી શું? ગરીબ રૈયતને કનડવામાં બાકીશાની રહેનાર હતી? ક્રુર મોગલોથી બહાદુર જતાં, તેમનું કોણ રક્ષણ કરે તેમ હતું? મુગે મોઢે સહન કરવાનો આ વખત હતો. જ્યારે, જે થોડા ઘણા શુરવીરો બચ્યા હતા, તે તેમને અટકાવવા પોતાનો ભોગ આપી સ્વર્ગમાં ચાલ્યા ગયા.

---

# પ્રકરણ ૩ જું.

—:o:—

## ખંડીયેર.



સુર્યે અસ્ત પામવાનો વખત થવા આવ્યો હતો. જેથી, તેની પીળારંગની ઝાંખી તડકી સર્વત્ર પ્રસરી રહી હતી. મધુર મધુર પવન ચોપાસથી આવતો હતો. પક્ષીઓ પોતપોતાના માળા તરફ જતાં હતાં. કોયલના ટૌકારા ઝાડોની ઘટામાંથી સંભળાતા હતા. જ્યારે આ ઉજડ રાનમાં, તેના પડઘા પણ તેવાજ રીતે પડતા હતા. પક્ષીઓનો કીલબીલાટ કાનને એક પ્રકારે મીઠાસ ઉપજાવે તેવો હતો. તરેહ તરેહના, ઝાડોની ડાળો, એકમેક સાથે મળી જઈ, એવી ઘટા થઇ રહી હતી કે, આ ઝાડીમાં, એકાદો માણસ છુપાયો હોય તો, તેને ખરે બપોરે પણ

શોધવાનું મુશ્કેલ થઇ પડે. તેવીજ રીતે, જો એ-
કાદો મુસાફર આ અરણ્યમાં માર્ગ ચૂકી ભૂલો
પડે તો ખરે રસ્તે આવવાને કેટલા દીવસ, યાને
મહીના લાગશે તે સમજવું મુશ્કેલ પડતું હતું.
સુલતાન ઇબ્રાહીમના તથા બાબરના કેટલાક, બા-
હોશ અને ચાલાક સિપાઇઓ, આ અરણ્યમાં
ભૂલા પડયા હતા. જેમને પોતાના રહેઠાણપર
પાછા ફરવા પહેલાં સ્વર્ગે જવું પડયું હતું. છતાં
ઇશ્વરની આ જંગલમાં, એટલી તો, મહેરબાની
હતી કે, તરેહ તરેહના ઝાડો, જાતજાતના, ફ-
ળોથી લચી ગયેલાં જોવામાં આવતાં હતાં. તે-
થી ક્ષુધા શાંત કરી નિર્મળ કાચ જેવા વહેતા
ઝરામાંથી, તૃષા મટાડવાને ભૂલા પડેલા, યાને જા-
ણીતા મુસાફરને, પણ આ જંગલ ઉપયોગમાં
આવતું હતું. આ વખતે સહજ અંધારૂં
થવા આવ્યું હતું. વાઘની બરાડો તથા ક્રૂરહિંસક
પશુની મોટી મોટી બુમો તથા, જંગલી
જાનવરોનો, કર્કશ અવાજ કાચા પોચા માણસનું

મન, ડગાવવાને પૂરતાં હતાં. હાથીઓની ચીસ થોડી થોડી વારે સાંભળવામાં આવતી હતી. તથા તે સાથે સિંહની રાડ પણ કાન ફાડી નાંખે તેવી થોડી વારે સંભળાઇ. જંગલમાંથી પસાર થતો મુસાફર, આથી પોતાનો ઘોડો ખમગાવી ઉભો. અને, કમાનમાં તીર સાંધી, તે ઝાડો તરફ જોવા લાગ્યો. હજુ અંધારૂ બહુ થયું નહોતું. એક હરણુને ચારે પગે ફાળ ભરતું દોડતું આવતું જોઇ મુસાફરે કમાન ખેંચ્યો. પણ તે અટકયો. કારણ કે, જે હરણનો તે શીકાર કરવા ઇચ્છતો હતો; તે ઉપર એક વાઘ ધસી આવતો હતો. તે વીચારમાં પડયો. થોડી વારે વાઘ તરફજ તાકીને તીર છોડયું. જે આબાદ તેના કપાળને ભેદી અંદર ઉતરી ગયું, મરણ કાળની એક જબરી બરાડ મારી તેણે પ્રાણ છોડયો. હરણ તો, એટલી વારમાં અદ્રશ્ય થઇ થયું. પણ હવે રમખાણ વધ્યું. વાઘના બરાડથી જંગલમાંની તેની પ્રિયા ધસી આવી. તેની આ વખતે તેણી તરફ

પીઠ હતી. પણ ચાલાક ઘોડો હણહણ્યો. મુસાફર ચેત્યો. પાછળ નજર કરી તો, વાઘણ છેક પાસેજ આવી પહોંચી હતી. છતાં, બહાદુર નર તેથી જરાએ ડર્યો નહી. હળવેથી શમશેર કાઢી, ફાળ મારતી વાઘણનું પેટ ચીરી નાંખ્યું. તેણી શાંત થઈ ગઇ. ધીમે ધીમે ઘોડો ચલાવી તે થોડીવારે એક ઉજડ ખંડીયેર પાસે આવ્યો. તે પોતાના કાનને ખંડીયેરની એક દિવાલ પાસે ધરી કંઇક સાંભળતો જણાયો. અહીંઆ મધુર સ્વર કોનો હશે ! અચાનક આટલું બોલીને નીચે નમ્યો. પણ અતિ આશ્ચર્ય સાથે, તેના હાથમાં આવેલું એક ઝાડનું મુળીયું ખેંચતાં, એક ધડાકા સમેત પથ્થર ઉઘડી ગયો. દીવાઓનો પ્રકાશ અંદરથી જણાયો. એક ઝીણી ધાર વાળું ચક્કર ખુબ જોશથી ફરતું હતું. પણ તેણે શું જોયુ ? ચક્કર જોઇ આટલો બધો ખુશી કેમ થયો ? પાનીપતની પનીયારી ! અહીં કયાંથી ? આટલા અક્ષરો બોલી તે અટક્યો. આરસપહાણની પૂતળી જેવી ચક્કરની ની-

ચલી બાજુએ ઉભેલી, પોતાની મનોરમાને જોઇ, તે અત્યંત ખુશી થયો. એકદમ ચક્કર પર કુદી પડવા તૈયાર થયો, પ્રેમી નાયકાએ હાથની ઇશારતથી અટકાવ્યો. ફરી તેને ચક્કર તરફ જોવા કહ્યું. તે નીરાશ થયો. કારણ કે, ચક્કર એટલું ધારદાર હતું કે, એકાદું માણસ અંદર પડે તો, તેના ટુકડેટુકડા થઇ જાય. તે પાછો હઠ્યો. આંખો બંધ કરી ફરી અંદર જોયું. આ વખતે યુવતીને ન દીઠી. એટલે, તે એક શીલાપર પડી ધીમે ધીમે વિચાર લહરીયોમાં અથડાવા લાગ્યો. ખરેખર ! આ વખતે, જો મારામાં કૃષ્ન જેવું સામર્થ હોત તો, પ્રિય રાધા સમાન પનીયારી તને મેળવી હોત. મારે ધારેલે ઠેકાણે લઇ ગયો હોત. પણ, તું પોતેજ ઇચ્છા નથી જણાવતી ત્યાં હું શું કરૂં ? આ પ્રમાણે બોલી પાછો તે અંદર જોવા લાગ્યો. પ્યારી, તને શું કહી બોલાવું ? ઉત્તર ન મળ્યો, નીરાશ થયો. પ્રિયા તને ઉર્વશી કહુ કે, રંભા ! હવે તે ચીડાયો, બહાદુર

બહુ બોલો બન્યો. નાના વ્હાલી ! તમને તો મા-રી પ્યારી કહીશ. ઉત્તર ન મળ્યો. હવે શું કરૂં. તેણીએ સાંભળ્યું નહી હોય ? આમ વીચાર કરી વળી તે ખુબ ઘાંટો પાડી બોલ્યો તમે કેમ બોલતાં નથી ? તેને ખુશી થવા વખત આવ્યો ખરો. અંદરથી અવાજ સંભળાયો. રાધાનો પ્રિય કેશર ય ને કૃષ્ન એકજ છે. પણ તમારે મનતો અનેક હશે. ધડકતે હૃદયે આટલા અક્ષરો સાંભળી, યુવક નીચે નમ્યો, પ્રિય આ કૃષ્ણ બીજો-જ છે. તેને મન અનેક હતાં. પણ આ કૃષ્ણને મનતો, પ્રિય રાધા, તું એકજ છે. તેણે આટલું બોલતાં સુધી તો સ્વાસ પણ લીધો નહોતો. એતો બધું કહેવાનુંછે. ભોળી અબળાઓને ભરમાવવાનું છે. યુવતીએ અંદરથી જણાવ્યું. પ્યારી પ્યારી, આ શું કહો છો ! તમને જો મારા પ્રેમ વિષેની ખાત્રી ન થતી હોય તો ભલે, તમે મારી કસોટી કાઢો, કુંદન તાવવાથી પરખાશે. પ્યારી પારખી જુઓ, મારી ના નથી, તમે ચાહો અગર

ન ચાહો, પણ હુંતો મારી અંતની ઘડી સુધી તમનેજ ચહાઇશ. યુવકે જણાવ્યું. યુવતી હાથમાં સતાર લઇ અંદરની બાજુ ફરતી હતી, તેણીએ ઉપર નજર કરી. યુવક ઘાયલ થયો, વારેવારે નેત્રો યુવતીના યુવક તરફ ફરવા લાગ્યાં. નાજુક આંગળીઓ સતારના તાર પર ફરવા લાગી, યુવાનનું પ્રેમી ગાયન અંદર ઉતરાવા લાગ્યું. આ વખતે ઝરામાંના મચ્છો તાલ તથા મૃદંગ વગાડતાં હોય તેમ જણાયું. પક્ષીઓ પોત પોતાના સૂર પૂરતાં જણાયાં. યુવતી ડોલતી ચાલવા લાગી. ડાળોથી નમી ગયેલાં ઝાડ, વધારે ડોલતાં જણાયાં. યુવકનો મધુરસ્વર અતિ બહારથી ફેલાવા લાગ્યો. ઉપરની બાજુઓની ઝાડીમાંથી. પડઘા સંભળાવા લાગ્યાં.

અહા! નેનકટારી મુને મારનારે;
પ્યારી પાણી પિતિનું મુને પાઓ હાંરે—અહા!

ચટકે ચમકાવી ચિત્ત ચોર્યું આરે;
મોહની લગાડી મન મોહ્યું આરે—અહા !

પડઘા સંભળાયા. યુવતી અંદર ચાલી ગઈ, અને યુવક પણ ઉપરની બાજુએ ચમકી ફર્યો, કેમ કેદારસીંગ, શા વીચારમાં છો ? તેના ખભાપર હાથ મુકતાં કાળા ઝભામાં વિટાયલા એક ઉંચા અને શશક્ત બાંધાના પુરૂષે પૂછયું. મહારાણા આપના દર્શનથી હું આશ્ચર્ય પામ્યો છું. કેદારસીંગે જણાવ્યું. અરે એ બધી ઉડાવાની વાત જવાદો, હું કહું તે સાંભળ. તારી તો જાણે મીથુનરાશી થઇ. પણ, તેમનું નામ કહે તો તમારે બન્નેને જુ-બાશે કે નહી; તે, રાશીની સરખામણી કરી કહું. મહારાણાએ હસતાં હસતાં જણાવ્યું.

કેદારસીંગ સરમાઇ ગયો તે કંઇ પણ બોલ્યો નહીં. વાહ ! વાહ ! રાધાએ, ક્રાન તમે કેદારસં-ગ રે, પેટ પકડી હસતાં હસતાં જણાવ્યું. કેમ કેદાર ખરી વાત કે ! કેદારનો હાથ પકડી ખેંચી કહ્યું.

મહારાજ, ખોટી વ્રાત, તમે વખતે એવું સ્વપ્નું જોયું હશે. કેદારનું મુખ મલકાયું. ઓહાજ કે, મેં સ્વપ્નું જોયું કહોછો કેમ? મારા સરદાર, તમે ભૂલોછો. પણ હું નથી ભૂલતો અહા ! નેન કટારી મૂને મારનારે. કેમ સરદાર યાદ છે કે કેદાર કંઇ પણ બોલ્યો નહી. તેટલામાં એક યોગીરાજ, પેલા ચક્કરવાટે બહાર આવ્યા. મહારાણીએ પ્રણામ કર્યા. જે, જોઇ કેદારે પણ કર્યાં. યોગીંદ્રે તેમને આશીરવાદ દીધા. થોડીવારમાં બીજે રસ્તે જવા તે વળ્યા, કેદાર તથા મહારાણી બંને તેના તરફ જોઇ રહ્યા. એક તીણી સીસોડી યોગીરાજે મારી. તરતજ ઝાડોની ઘટામાંથી એક વિકાળ સિંહ અને હાથી બેઉ ધસી આવ્યા. હાથીએ આવતાની સાથે યોગીરાજને પોતાની સૂંઢવતે ઉંચકી પીઠપર બેસાડયા. અને જંગલનો રાજા તેમની આગળ આગળ ચાલવા લાગ્યો, આ જોઇ કેદાર આશ્ચર્ય પામ્યો. મહારાજ એ કોણ છે? કેદારસીંગે મહારાણીને પૂછ્યું.

પ્રખ્યાત ચૈતન્યનાથ તે એજ છે. ભર જુવાનીમાં આ બ્રાહ્મણોના ઊત્તમ કુળમાં ઉપજેલા મહારાજે, ચોવીસ વરસની વયે બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું છે। એમનો પ્રતાપ તો, આ તારીનજરેજ જોવામાં આવ્યે છે, મહારાજ ત્રિકાળજ્ઞાની છે. અગમ નીગમની તેમને ખબર પડે છે; વગેરે આ રૂષીરાજનો પ્રતાપ તો કંઇ ઓરજ છે. વય એકતાળીસ વર્ષની થઇ છે, છતાં જો એક પણ વાળ સફેત જોવામાં આવે છે ! એક દેવને ઠેકાણે હાલ તેઓ, આપણા હિંદુસ્તાનમાં પુંજાય છે. ઘણીખરી વખત, જાહેર ભાષણો પણ આપે છે; તથા, આપણા જેવાઓને દર્શન દઇ પાવન કરે છે. સાક્ષાત ભગવાનનો અવતાર છે, એમ હું તથા હીંદવાસીઓ જાણે છે, સમજ્યો ? કેદારના ખભાપર હાથ મુકતાં મહારાણાએ જણાવ્યું. શું પ્રખ્યાત ચૈતન્યનાથ તે આજ કે ? કેદારે પૂછ્યું હા એજ છે. મહારાણાએ જણાવ્યું. બાદ તેઓ ખંડીયેરના બીજા ભાગ તરફ વળ્યા. જ્યાં પાંચ

સાત મોગલોનો, વાત કરવાનો અવાજ તેઓને સંભળાયો. એક ભીંતને કાન દઈ બંન્ને સાભળવા લાગ્યા. અલ્લાહના કસમ ખાઈ કહુંછું કે, ઇબ્રાહીમ સાથેની લડાઈમાં બાબર જીત્યા સિવાય રહેનાર નથી. એકે જણાવ્યું.

સુલતાન ગમે તેટલા શૂરવીર છે, છતાં જો મેવાડીવીર વચ્ચે પડયો તો, નક્કી બાબરને નીરાસાસહ પાછું જવું પડશે. અને આપણા સરદાર દોલતખાંને, ફાંસીને લાકડે લટકવું પડશે. બીજાએ પોતાના વીચાર જણાવ્યા. યારો, આજકાલ, બાબરનો સીતારો પાધરો છે. એટલે સંગ તેને કંઈપણ કરી શકનાર નથી. ત્રીજાએ ઉમેર્યું. તે ફાંકો મુકી દેજો દોસ્તો, સંગનો સપાટો રણના જંગમાં કેવો છે? તે તમે જોયો નથી. પણ યાદ રાખજો કે, વખતે જો તે લડાઇમાં ઉતરશે તો બાબરને ઇલાઇલા પોકરાવ્યા સિવાય રહેનાર નથી. વળી એકે જણાવ્યું. જા,જા, તું તો, બીકણછે.સંગની સામે બહાદુર લડવા તૈયારછે.સામા-

વાળાએ જવાબ વાળ્યો, હું પણ તૈયાર છું વળી એક જમાલખાએ ઉમેર્યું, ભાઇઓ તમે મને બી-કણુ ન ધારશો, આતો ફકત મેં જે એની ખ્યાતી સાંભળી છે. તે ઉપરથી જણાવ્યું બાકી આ મ-રદાને મરદ સામે તેનો શું મગદુર કે, તે ટકી શકે. આ વાકય સાંભળતાં તો રાણાનો પિત્તો તપી આવ્યો, તે ગુસ્સે થઈ ગયો; અતિ ક્રોધથી તેણે એક લાત ભીંતમાં મારી, ખરરર કરતી તે મુગલો ઉપર તુટી પડી, જેમાં બે ત્રણ જણ ક-સરાઇ મરી ગયા, અને જે બચવા પામ્યા, તે-મનો સંગની બારે તલવારે ભોગ લીધો. કેદારે શમશેર ખેંચી. મરદાને મરદ થનાર મીયાની દાઢી પકડી, જોરથી, એકજ તમાચા સાથે, તેના મોંઢા-માંના દાંત પાડી નાંખ્યા, આથી તો મીયાં સા-હેબ ખીજવાયા, પણ શું કરે ? ઇલાજ નહોતો, એટલે તરવાર કાઢવાની મૂકી દઇ ધીમેથી કમર-માંની કટાર ખેંચી તેણે કેદારના હ્રદય તરફ ધરી, પણ તેનો તે હાથ તો કેદારની ચાલાકીથી તેના

દેહથી જુદો થઇ, દુર જઈ પડયો. પછી શું? મીયાં સાહેબની બધી ઉમેદો ધુળ મળી ગઇ. મેવાડીવીરે સુરવીરતા સમક્ષ દેખાડી, તે વળી એવી કે તેઓમાંથી એક પણ સંદેશો પોચાડવા જવા રહ્યું નહી, પણ તેથી દીલગીર શું થવાનું! રજપુતોની પેઠે તેમનાં બૈરાં કંઈ થોડાં સતી થનાર હતાં. તેઓ તો થોડા દહાડ રાહ જોઇ પૂનરલગ્ન કરશે. એટલે ચિંતા શું છે? ગયા ફકત દોલતખાંના, કે એને વેર લેવાને વખતે અડચણ પડે! પણ નાના! તેવો વાંધો કંઇ છે નહી, કારણ કે એક ચીત્તા પેઠે બાબર દિલ્હી ઉપરજ ટપેલો છે. એટલે મહી મળતું મહી દોલતખાંનું પણ કામ થઇ જશે.

———

# પ્રકણુર ૪ થું.

—:o:—

## ધીરવીર.



પાનિપતના રણુમાં, બાબરે પડાવ નાંખ્યો હતો. જ્યારે જમનાજીની સામી તરફે, ઈબ્રાહીમ સુલતાન તેની સાથે ટક્કર લેવા, છાવણી નાંખી પડયો હતો. પ્રિય વાંચક જન, મારે જણાવવાની જરૂર છે કે, હીંદનું ભાગ્ય અજમાવનાર, આ વિશાળ પાનિપતના રણુમાં, ત્રણુ મોટી લડાઇ થઇ હતી. એક તો ઈ. સ. ૧૫૨૬, ઈ. સ. ૧૫૫૬ તથા, ઈ. સ. ૧૭૬૧ એ ત્રણે સાલમાં, મોટી જંગી લડાઇઓ થઇ હતી. જેમાંની, આ પહેલીજ લડાઇ. ઇ. સ. ૧૫૨૬ માં, ઇબ્રાહીમ લોદી તથા, ભવિષ્યમાં થનાર, સહેનશાહ બાબર વચ્ચેની હતી. હીંદના

કમ ભાગ્યે, આ જંગી લડાઇઓમાં, હિંદવાસીઓ પાયમાલ થયા. કાચી સોનાની ખાણુ, આ હિંદ પરદેશીયોનું ધ્યાન, પોતા તરફ ખેંચતી હતી. ઉત્સાહી બાબર, આ તરફ આવવા તૈયારજ હતો. તેમાં વળી, દોલતખાંનુ કહેણુ આવ્યું એટલે, તે હાથમાં આવેલ બાજી શું કામ છોડી દે? તે તરતજ ચડાઇ કરી, પંજાબ સર કરી, દિલ્હી તરફ ફર્યો. હિંદનું કમનસીબ કહો કે, બાબરનો સીતારો ચઢતો હતો, એમ કહો તો પણુ, ચાલશે. મોટા મોટા લડવઇયા, અને, સુરવીર સરદારો સાથે, પાનિપતના રણુમાં, તે નિશ્ચિંત પડયો હતો. છતાં, તેને ખબર નહોતી કે, મારી સામે આ કૃત્યથી, હિંદુ રાજાઓ લડવા તૈયાર થાય છે. અરે! જો તેણે તે જાણ્યું હોત; તો, તે પૂર્ણ હોંશીયારીથી રહ્યો હોત. કારણ કે, રજપૂતોનું સુરાતન તે પૂર્ણ રીતે જાણુતો હતો. તેને ખબર હતી કે, એક મરણીયો થયેલો રજપૂત મારા જોરાવરમાં જોરાવર સો સિપાઇઓને, જમીન દોસ્ત

કરતા સૂર્યો લઢનાર નથી. આટલું બધું તે જાણતો હતો છતાં, આ લડાઇ સાથે, રજપુતોને કંઇ સંબંધ નથી. તેથી, તેઓ કંઇ વચ્ચે આવશે નહિ. આ વિચારથીજ. તે નિશ્ચિંત હતો. પણ, ચતુર રાણાસંગની ચતુરાઇ તથા, દીર્ઘ દૃષ્ટિ વિષે, તે અજાણ હતો જેથી, આ વખતે, તેને થોડું ઘણું નુકસાન થયું ખરૂં પણ, ચેતી ચાલવા કારણ મળ્યું. ચતુર સંગના સુરવીર સરદારે, બાબરને ચમકાવ્યો, તેની આંખો ઉઘાડી. સત હોવાને લીધે છાવણીમાં જ્યાં, ત્યાં લાંબી લાકડીયો ઉપર, મોટી મોટી મસાલો બાંધી; પ્રકાશ કરવામાં આવ્યો હતો. મોગલો ટોળે મળી, વાતોના ગપાટા ઉડાવતા, તો, કેટલાક ખાણું પકાવતા મોગલો પથ્થરના ચૂલા પાસે બેઠેલા હતા. જ્યારે, એક યુવાન મોગલ, આ બધાથી દુર તંબુ ઓથે, ફરતો જણાતો હતો. તે વારે વારે, પોતાની દાઢીપરના વાળને ઠીક કરતો, એક મોગલ ટોળાથી થોડે દુર આવી ઉભો. વળી, વી-

ચાર કરી પાછો ફર્યો. થોડેક સુધી ગયો. પણ, તે થંભ્યો, થોડોક વાર ઊભો રહી પાછો વળ્યો. અને, વાતોમાં લીન બની ગયેલા મોગલ ટોળામાં ભળી ગયો. તે, તેમની વાતોમાં ભાગ લેવા લાગ્યો, યારો શરબતનો જામતો જરા નોશ કરો ? એકે ગ્લાસ ભરતાં જણાવ્યું વારા ફરતી પી મસ્ત થવા લાગ્યા. સીસો ખલાસ થઇ ગયો. જે ભરી લાવવા, તેઓમાંનો એક ગયો. એટલામાં નવરા પડેલ, આ માનતા માંઆંઓએ; એવડાથી ઝુંકતાં; ગમે તેમ બકબકાટ કરવા માંડયો યારો, આજનો દિવસ મજા મારી લો. કારણ કે, કાલે થનાર લડાઇમાંથી, આપણે જીવો, આ પ્રમાણે બેસી સકીશું કે નહી; તે, કહી શકાય નહી. દારૂની લેહેમાં ઝુંકતા એક મોગલે, ઉપર પ્રમાણે, પોતાનો વિચાર જણાવ્યો. અરે ! મગદુર શું છે એ ઇબ્રાહીમની જોત જોતામાં હું ઊ-ઊ......આ પ્રમાણે બોલતાં એકે ઉલટી કરી, બીજો હસી પડયો, અને,

ત્રીજો ગબડી પડયો, આથી મોટી હસાહસ થઈ રહી. બીજો દારૂનો સીસો લઈ આવ્યો. અડધું વાકય ગળી જનાર મીંયાએ, ફરીથી ગ્લાસપર ગ્લાસ લેવા માંડયા, હાં હાં બસ કરો સલાબત જંગ, વધુ પીશો તો પસ્તાસો. એકે જણાવ્યું. મીયાં આથી ખીજવાયા, તે પોતાની શમશેર ખેંચી ઉભો થયો. મહમદ અય મહમદ મયે તુઝકો, બ અઅ.....સ આટલું બોલતાં, મીયાં ગબડી પડયા. જેથી, ફરી બધા હસી પડયા. યારો, કાલે ઘણું સંભાળથી રહેવાનું છે હો. કારણ કે, ઈબ્રાહીમનો રંગ આ વખતે જુદોજ જણાય છે. એકે પોતાની ભાષામાં જણાવ્યું. ફીકર શા માટે કરો છો ? દોસ્તો, થોડા વખતમાં, સર્વત્ર મોગલાઈ પ્રસરસે. ત્યારે, જો આપણે જીવતા રહીશું તો,મોટા ઇનામોના હકદાર ગણાઈશું. વળી એકે ઉમેર્યું. વાર છેવાર, મારા મહેરબાનો, મોગલાઈનો વીચાર કરતાં, કયાંક ગુંગળાઇ જશો. હીંદુ વીરનર મેવાડી રાણા સંગના સપાટામાં

આવતાં, ગભરાઈ જશો ગભરાઈ. યુવાન મોગલે જણાવ્યું. આ વખતે તે, પોતાની દાઢીને પંપાળતો, પોતાના કહેવાની શું અસર થાય છે, તે જોવા લાગ્યો. પોતે બોલવામાં બહુ ખરાબી કરી છે, એમ જાણી, તે પસ્તાવા લાગ્યો. પણ જ્યારે તેણે જાણ્યું કે, વાત પસાર થઈ ગઈ છે. અને, પોતાના બોલવા ઉપર, કોઇએ લક્ષ આપ્યું નથી. આથી, તેના મુખપર આનંદ પ્રસરી રહ્યો. તેટલામાં, એક બુઢા મોગલે દારૂનું ગ્લાસ ભરી, આ યુવાન તરફ ધર્યું. માફ કરો બાઈ, મારૂં તો આજ માથું દુખે છે. માટે, શરાબ પીવાની મરજી નથી. મોગલે ખુલાસો કર્યો. આ એક, ગુલાબી જામ નોશ કરતાં, બધી વાતે આરામ થશે. માટે લ્યો. પાછળ બેઠેલા બુઢા મોગલે આગ્રહ કર્યો. નહીંજી, મારી જરા પણ ખુશી નથી. માફ કરો. આજે તો હું પીવાનો નથી. યુવાન મોગલે જણાવ્યું. અલ્લાના કસમ છે. બસ, આટલું એક જામતો પીઓ બુઢાએ વધુ આગ્રહ કર્યો.

એટલે, યુવાન ના ઇલાજ થયો. પણ, હાથમાં ગ્લાસ લઇ, ચાલાકીથી બીજી ગમ, ઢોળી નાંખ્યું. બુઢો, તેના તરફ એકી નજરે જોઈ રહ્યો હતો, ગ્લાસ ઢોળતાંજ તેણે હાથ પકડયો. યુવાન તરત ઉભો થયો. બુઢાને તરછોડી બાજુપર પછાડયો. ચાલાકે ચેતી ચપળતા વાપરી. પણ બનાવટી દાઢી નીકળી ગઇ. વાળ વીખેરાઈ ગયા. બધા, આશ્ચર્યતાથી, તેના તરફ જોઇ રહ્યા. ઓહો ! આતો કોઇ રજપુત છે. આ પ્રમાણે બૂમો મારતા મોગલ, તેના ઉપર ધસ્યા. બળવાન બહાદુર બીધો નહી. પોતાની તેજ શમશેર વતી, આડ આવતા મુગલોને ઘાસ પેરે કાપવા લાગ્યો. ચોપાસ નજર કરી તો, જવાનો એકે આરો ન દેખાવાથી, તે મોગલ સમુહમાં પેઠો. મારવું યા મરવું. ગમેતેમ કરી, પોતાની જીંદગી, મોઘે ભાવે વેચવાનો ઠરાવ કરી. યુવાન રજપૂતે ચોપાસ ઘુમવા માંડયું. વારતે વાર. કહો વારૂ ! તેને કોણુ અટકાવી શકે ? મોગલો સ્વરક્ષણ માટે, પા-

છળ હઠતા. જ્યારે ઉદાર બનેલ આ યુવાન, છુટે હાથે, ઝૂમીને, તેમના મસ્તકોનું, બળીદાન દેતો જતો હતો. ખેતરમાં ઘાસની કાપણી કરતા, ખેડુત પેઠે. તેણે, તેમને કાપવા માંડયા હતા. તેની તલવાર, કરવત પેઠે ચોપાસ ફરતી, લાકડારૂપ મોગલોને વહેરતી, જોવામાં આવતી હતી, ઘેટાં રૂપ મોગલોમાં, કેશરીરૂપ યુવાન શોભવા લાગ્યો. યુવાનના શૌર્યે મોગલોને, વિર્ય વિનાના કરી મૂક્યા. બાબર આવી પહોંચ્યો. તે તેને નીરખી જોવા લાગ્યો. તે વિમાસણમાં પડયો, અને મોગલોને હજારો ફીટકાર દીધા. મારા બાહદુરો, જ્યારે તમે એક રજપૂતને પોચી શકતા નથી. તો તમે દિલ્હી કેવી રીતે મેળવશો ! અને, મેળવશો તો તમે કેવી રીતે હાથમાં રાખી શકશો ? તમારા બળ ઉપર, આધાર રાખી, હું હિંદુસ્તાનમાં આવ્યો, એજ મોટી ભૂલ કરી છે. અરે ! જો હું જાણુત કે, તમારામાં આટલુંજ પાણી છે. તો, આ તરફ હું નજર સૂદ્ધાં કરત નહી. વગેરે બા-

બરના ટોંણાથી, મોગલો ઉશ્કેરાયા. અને, સામટા જથા બંધ, યુવાન ઉપર ધસી પડયા. આ વખતે, યુવાન છેક જમનાજીની ભેખડ ઉપર ઉભો હતો. અભિમન્યુ પેઠે આ મોટા દળની, કંઈ પણ પર્વા કર્યા વિના, તે તેમને ઠીકજ આદર સત્કાર કરતો હતો. પણ, અચાનક ધસતા આવતા મોગલોનો ભાર, ન સહન કરવાથી કે કેમ, કોણ જાણે ! ભેખડ તુટી પડી. યુવાન પાણીમાં ખેંચાયો. મોગલો પૂઠે જવા તૈયાર થયા; પણ, સામી તેડે ઉભરાઇ જતા, ઇબ્રાહીમના સિપાઇઓને જોઇ, બાબરે તેમને અટકાવ્યા. યુવાન, પાણીમાં તરતો કેકલેક લાંબે સૂધી નીકળી ગયો, પણ હવે મારે ઉતરવું કઇ તરફ, આ વિચારમાં તે મુંઝાવા લાગ્યો. તેટલામાં. કમનસીબે ભેખડ પાસે ઉગેલા એક જાળામાં, તેનો પગ ભરાયો. ઘણી મહેનત છતાં, તે તેનાથી છુટો થઈ શકયો નહી. અતિ નિરાશા સહ તેણે ચોપાસ નજર કરી તો, ઘણે આઘેથી, એક નાજુક નાવડી તે-

ના તરફ આવતી જણાઇ. હોડીમાં ગોઠવેલ દીવાના તેજથી, જણાતું હતું કે, હોડી હાંકનાર, પુરૂષ નહી પણ, કોઈ અલબેલી સ્ત્રી હતી. તેણીના સુસ્વર કંઠથી આ સાંત સમયે, સુંદર ગાયન મધુર હલકે બહાર પડવા લાગ્યું. યુવાન આશ્ચર્ય પામ્યો. સાદ ઓળખીતો જણાયો. તેણીના, ચાંદીના વાગતા નાના ચંગ જેવા, મધુર સૂર તેના કાનમાં પેસવા લાગ્યા, જાળાની ડાંખળી પકડીને, એક સરખો તે તરફ જોઇ રહ્યો. અહા! પનીયારી આજે વળી અહીં ક્યાંથી ? તે વીચારમાં પડ્યો. શું મધુરૂં ગાયન છે! યુવાન હોડી તરફ ટીકતો બોલ્યો. જ્યારે, હોડીમાંથી ગવાતો સુંદર નાદ તેને સંભળાતો હતો.

## માલિની છંદ.

અરે પ્રિય મમ પ્યારા, થયા શું મુજથી ન્યારા;
તુજ મનહર મૂર્તિ, ઉતરી છે ચક્ષુ દ્વારા.
અહા આવો મમ વ્હાલા, વીરનર પ્રિય મારા;
વિયોગ દુઃખ સહેતાં, પડે છે હવે ધસારા.

કામની ખરેખર ! પ્રેમ લુબ્ધ બની છે. મને ચાહી જીવન સાફલ્ય કર્યું છે. વ્હાલી ! વ્હાલી ! આ શું ! આટલી બધી વિયોગે દુઃખી. હું જો તેમ જાણુત તો, કોઇ દિવસ તુજથી અલગ રહેવા, મન ન કરત, યુવાને તલવારના એકજ ઘસારાથી, જાળું કાપી નાંખ્યું. તે પ્રેમોત્સાહી બન્યો. તરતો હોડી નજીક જવા લાગ્યો. પણ વીણા જેવા મધુર અવાજે તે, અધવચ અટકી, સાંભળવા લાગ્યો. સવારનો સમય થવા આવવાથી, પક્ષીઓ જાણે કીલ્લ બીલાટ કરી પોતાનો સૂર પૂરતાં હોય, તેમ અને બીન મૃદંગ તથા તાલનો ભાસ આપવા લાગ્યા. ચંદ્ર જાણે મુર્છા પામતો હોય, તેમ તે અદ્રસ્ય થવા લાગ્યો. તેણીના સૂરથી જાણે સૂર્યનારાયણ ધસી આવતા હોય, તેમજણાયું. તેણીનો કોમળ કંઠ, આ વખતે કરૂણા, દર્શાવતો હતો.

## દાદરો.

કેમ રૂઠયા પ્રિતમ મારા—( બે વાર )
ખેંચીતી કમાન જેથા હું મોહી એ ધ્યાન.—કેમ રૂઠયા.
તુજ વિના ચેન નથીજ પડતું,
પ્રિય પ્રેમમાં બની ગઇ છું ગુલતાન—કેમ રૂઠયા.

યુવાન છેક હોડો સાથે અથડાયો કે, તરતજ ગાયન બંધ પડી ગયું. સુંદરી સરમાઇ ગઇ કોણ પ્રિય કેદારસીંગ ? આટલાજ અક્ષરો તેણીના મુખમાંથી, જેમ તેમ બહાર પડયા. હા, વ્હાલી હું તેજ તમારો પ્રેમી છું. યુવાન કેદારસીંગ આટલું બોલતાં, હોડીમાં કુદી પડયો. તરતજ પનીયારીએ, હલેસું ફેરવ્યું, નાજુક હોડો પાછી ફરી; પ્રેમ સરીતા રૂપ આ જમનાજીના જળમાં. પ્રેમી જીવ રૂપ હોડી; જાણે નાચતી ચાલતી હોય તેમ જણાયું. મીઠી પવનની લ્હેરોમાં બન્ને પ્રેમી મશગુલ બનેલાં જણાયાં, યુવતીના, મંદહાસ્યમાં, યુવાન લેવાયલો લાગ્યો, રણજંગમાં ચઢેલો થાક, પ્રેમ નિશાએ ઉતારી નાંખ્યો. પ્રિ-

યા મારા ઉપર તમે, આ વખતે, મહદ ઉપકાર કર્યો છે. એક વખત તૃષાથી સાંત કર્યો, અને બીજી વખત હોડીથી બચાવ્યો, એ ઉપકાર કંઇ હું ભૂલનાર નથી, યુવાન કેદારસીંગે તેણી તરફ તાકી જોતાં જણાવ્યું. અતિ શરમને લીધે યુવતીના મુખપર લાલીમા છવાઇ રહી. નહીજી, એમાં ઊપકાર જેવું કંઈ નથી. ગુરૂ આજ્ઞા લઇ સહેજ, સહેલ ગાહે નીકળી આવતાં આપનો ભેટો થયો છે. આટલું બોલતાં તો તેણી અધીક તર સરમાઇ ગઈ. નીચી નજર કરી, સ્તબ્ધ બની ગઈ. પ્રિય, પ્રિય કહી, કેદારે તેને ખેંચી, છાતી સાથે ડાબી, અને ચુંબન વાટે, પ્રેમના ઉભરા બહાર પાડતાં, તેણે તેણીના અધરામૃતનું યથેચ્છ પાન કર્યું.

---

# પ્રકરણ ૫ મું.

## પ્રેમ.




હો ફાટવાનો વખત થવા આવ્યો હતો. ગગન માર્ગે ઉડતાં પક્ષીઓ જાણે, સૂર્ય નારાયણને આવકાર દેતાં હોય, તેમ જણાતું હતું. સવારના પવનની ખુશકારક, મીઠી લ્હેરોથી, એક પ્રકારનો આનંદ ઉત્પન્ન થતો હતો. હીંસક પશુઓ, રાત્રિ દેવીની વિદાયગીરી સાથે, પોત પોતાના રહેઠાણમાં, છુપાઈ ગયાં હતાં. મેના, સારસ, કોયલ, પોપટ, કાકા કઉઆ, દેવતરસ્યો, વગેરે તરેહવાર પક્ષિઓનો એકઠો થતો અવાજ કાનને મીઠાશ ઉત્પન્ન કરતો હતો. થોડીવારમાં સૂર્યનારાયણે નભમંડળમાં બીરાજી પોતાના ચિન્હ તરીકે સુંદર સોનેરી કીરણોથી, પૃથ્વીને તેજોમય બનાવી દીધી.

જે વખતે, એક ઘોડેસ્વાર આ ધીચ જંગલમાંથી આડા તીડા રસ્તા લઇ, પસાર થતો જણાતો હતો. પછવાડે થતા જરાક ખખડાટથી પણ, ચમકી તે વારે વારે પાછળ નજર કરતો હતો. વયે સુમારે ઓગણીસ વર્ષ હશે. છતાં સહેજ પણ મુછના દોરાનો આકાર, આ પુરૂષના કોમળ મુખપર જેવામાં આવતો નહોતો. દેખાવે, તે એક સ્રીને લજાવે તેવો સુંદર, તથા નાજુક હતો. પીળા રંગનો ફેંટો તેણે છેક, સ્ફટીક જેવા કપાળ પર આવેલી, કમાનદાર ભ્રૌંવ્યા, સુધી વળ દઈ, બાંધેલો હતો. અલ્લા ખેર કરે, આટલે સુધી તો, બચવા પામ્યો છું. હવે તો મૌલા જે કરે તે ખરૂં. આટલું બોલતાં, તેણે ઘોડા નીચે ઉતરવું યોગ્ય ધાર્યું. અને, તેમજ કર્યું. છાતી પર બાંધેલ મજબુત બંધ, ઢીલા કરી, ઘણીવારથી રોકાયલો સ્વાસ, મોકળે મને લેવા માંડયો. તે કોઇ મુસલમાન કોમની સ્રી હોય એમ જણાતું હતું. ઝરાના નિર્મળ કાચ જેવા સુંદર પાણીએ હાથપગ ધોઇ

ઝાડપર લટકતાં ફળોથી પોતાની ક્ષુધા શાંત્ત ક-
રી, બાદ પાણી પી, જીન ઠીક કરી, ઘોડાપર બેઠી.
પણ તેણીના કમનસીબે, તેજ વખતે, ઝાડોની
બીચ ઘટામાંથી પાંચ સાત માણુસો ધસી આ-
વ્યા. તેણીએ ઘબરાઈ ઘોડો ફેરવ્યો ખરો; પણ,
તે તરતજ ઘેરાઇ ગઇ યુવતીએ આ વખતે, ક-
મ્મરમાં લટકતી તેજ શમશેરને, ખુલ્લી કરી હા-
થમાં લીધી. અને, એકાદ બેને ઘાયલ કર્યાં. પણ,
આખરે તેણી અબળાજ હેની ? તેમાં, વળી અ-
તિશય સુકુમાર, એટલે આ ઝપાઝપીમાં, થોડું-
વારે તેણી પોતાના ઘોડાપરથી, ગબડી પડી, ટો-
ળીના ઉપરીએ ઈશારો કર્યો. એકે તેણીને ઊંચ-
કી લીધી. હાય ! મને કોઈ બચાવો, બચાવો,
એક નિરાધાર અબળાને. પાપીના હાથમાંથી છો-
ડાવો. આ પ્રમાણે તેણીએ પોકાર માર્યો. તરતજ
સામેની ઝાડીમાંથી એક તીર સમમ કરતું આ-
વ્યું. યુવતીને ઉંચકનાર સિપાઇ, જમીનપર ગબ-
ડી પડયો. એટલે, બી છૂટી થઇ. તરતજ, ઘો-

ડાની લગામ ખેંચી, જે તરફથી તીર આવ્યું હ-તું, તે તરફ ધસી. પણ, પાછી તેણી ઘેરાઇ ગઇ. કુરસાં, કુરસાં, આવી નાદાનીયત કરવાથી શું ફાયદો સુલતાન આજ્ઞાને અનુસરી તમને લઇ ગયા સિવાય, મારો છૂટકો નથી. ટોળીના ઉપરી સરદારે જણાવ્યું. નહી, મહોબતખાં, એ વાત કોઇ દિવસ બનનાર નથી. હું, તેને ચહાઇ શકવાની નથી. પિતા રક્તમાં રંગેલ હાથવાળા સુલતાનને, મરતા સુધી પણ, તાબે થવાની નથી. કુરસાંએ જણાવ્યું. જુઓ, સુલતાન ઇબ્રાહીમ, હાલ એક દિલ્લીની ગાદી ઉપર, શેર જેવો છે. તેને તમે ચહાતા નકારો છો; તો પછી તમને શું કહેવું. મહોબતખાંએ પટાવતથી જણાવ્યું. મારે તમારી એ ભાટાઇ સાથે કામ નથી, સુલતાન ગયો દો-જખમાં; અને, તમે પડો ખાડમાં. હું તો એક ડગ અહીંથી આગળ ભરનાર નથી. કુરસાંએ ગુ-સ્સેથી જણાવ્યું- તું સીધી રીતે નહી માને, એમ હું જાણુતોજ હતો. તે તેણી તરફ ધસ્યો. તરત-

જ, ઝાડની બાજુમાંથી એક મોગલ તેઓ વચ્ચે આવી ઉભો. ખબરદાર સ્ત્રીને લઇ જતાં પહેલાં, મોગલની શમશેરને તારે ભોગ આપવો પડશે. માટે દુર રહે. યુવાન મોગલે શમશેર ખેંચી જણાવ્યું. મહોબતખાં આથી ઝનુની બન્યો; પોતાના સિપાઇઓ સાથે, તે મોગલપર તુટી પડયો. છતાં ચતુરની ચાલાકીથી, તેને દુર રહેવું પડયું. જોડેના સિપાઇઓમાંથી ફક્ત એક બે બચવા પામ્યા. જીવ રક્ષણાર્થે તે પણ નાઠા. એટલે નાઈલાજે મહોબતખાં પોતાનો ઘોડો ફેરવતાં બોલ્યો. આવતી કાલના જંગમાં આપણે દવંદ યુદ્ધથી, આપણું નસીબ અજમાવીશું. આટલું બોલી તેણે ઘોડો મારી મૂકયો. ઠીક છે. મોગલે આટલું કહી તરવાર સાફ કરી મ્યાન કરી. હવે તે યુવતી તરફ ફર્યો, સુંદર મોગલ સુંદરીથી અંજાયો. તે. મજ એકવીશ વર્ષની વયના આ યુવાનનું ભવ્ય કપાળ, અને કમાનદાર ભીંવ્યા સાથે, તેનો મોહક બાંધો જોઈ, કુરસાં આશ્ચર્યમાં ગરકાવ થઇ

ગઇ. થોડોક વખત બંન્ને પ્રેમ મંત્રમાં દોરાયાં, બાદ યુવાને પુછ્યું, આપને કયાં જવું છે? યુવતી કુરસાંનું ભાન આ અવાજથી ઠેકાણા પર આવ્યું. મારે દોલતખાં પાસે જવું છે. કુરસાંના આ બોલવાથી યુવાન જરા દીલગીર થયો. તે તમારા શું સગા થાય છે? યુવાને પુછ્યું. મામા, કુરસાંએ ટુંકમાંજ પતવ્યું. ઠીક છે, ચાલો મારી સાથે આ પ્રમાણે બોલી યુવકે પોતાનો ઘોડો આગળ કર્યો. પણ કુરસાં જરાએ ડગી નહી. કેમ શા વિચારમાં છો? મોગલે હસી પૂછ્યું. શું મારી સાથે આવવા તમને શંકા રહે છે? તે ઘોડાને ફેરવતાં બોલ્યો. મારાપર ઉપકાર કરનારનું મારે પહેલાં નામ જાણવું અવશ્ય છે. તે તમે જણાવશો? કુરસાંએ અચકાતાં અચકાતાં પૂછ્યું. શા માટે નહી? મને કાસમ કહી બોલાવે છે. યુવાને પ્રત્યુતર વાળ્યો. ત્યારે હવે મને જણાવશો? કે, હાલ મારા મામા કયાં છે? કુરસાંએ આકાંક્ષાથી પૂછ્યું. મોગલ છાવણીમાં. કાસમે હસી જવાબ વા-

જ્યો. કેમ ? હજુ તેઓ ધરાયા નથી ? કુરસાં કંઇક ખેદ પામતાં બોલી. શું તેઓએ આ અયોગ્ય નથી કર્યું ? કુરસાંએ કાસમને પૂછ્યું. તે તો તમારા મનનેજ પૂછો. મારા કહેવાથી તમને દુઃખ થશે. કાસમે દીલગીર થતાં જણાવ્યું. અફસોસ ! હું ત્યાં આવી શકતી નથી. વેરની ધૂનમાં તેણે બેવફાઈનું કાળું કલંક માથે હોરી લીધું છે. એ તો દેખીતુંજ છે. તેમાં મારા આવવાથી ઉમેરો થશે, માટે, હું તો લાહોર જઇશ. કુરસાંએ આટલું કહી લાહોર તરફ પોતાનો ઘોડો ફેરવ્યો. કાસમ કંઈ પણ બોલી શકયો નહી. તેના પોતાનાજ મનમાં વખાણ કરવા લાગ્યો. તે પ્રેમ ઘેલો બન્યો ખરો. પણ, શરમે તેને અટકાવ્યો. જ્યારે કુરસાંને દીલગીરીએ ઘેરી હતી. તેણી જ્યારે પોતાની નજર આડ થઇ, ત્યારે ભારે દીલ સાથે યુવાન કાસમ પોતાની છાવણી તરફ ફર્યો.

---

# પ્રકરણ ૬ ઠું.

---

## પાનિપત.



એકજ રાતમાં, મોગલ વંશના મુળ પુરૂષે અથવા મોગલસીંહે, પોતાનું લશ્કર, જમનાજીની સામી તીરે પડેલા, ઈબ્રાહીમના દળ સામે, ટક્કર લેવા ઉભું રાખ્યું. મુસલમાનોનું, મોજીલું લશ્કર આથી ગભરાટમાં પડ્યું હતું. તે વખતનો લાભ લઈ, બાબર તેમનાપર તુટી પડયો. સૂર્ય જેમ જેમ ઉપર ચઢતો હતો; તેમ તેમ લડાઈનું જોર વધતું જતું હતું. દોલતખાંએ ઉપસ્થીત કરાવેલી, આ લડાઇમાં, હજારો માણુસોનો ખોડો નીકળતો જણાતો હતો. ઘડવીનાના મસ્તકોથી પાનિપતની રણભૂમી, છવાતી જતી હતી. જ્યારે, ઇબ્રાહીમ પાછળ હઠતો જતો

હતો. બાબરનો માનીતો કાસમ, આ લડાઇમાં ભારે તલવાર સાથે ઘુમતો હતો. જ્યારે, બાબરનું લશ્કર આગળ વધતું જતું હતું. ત્યારે તેમની પાછળ, શું પડી રહેતું હતું ! ભાંગી તુટી ગયેલા હાલ પગ સાથે, છુંદાયલાં ધડ જોવામાં આવતાં હતાં. ઠેકઠેકાણે ! નારીયેળ જેવાં, સોંઘા થઈ પડેલાં માથાં, એટલાં બધાં રવડતાં હતાં કે, તેનો સુમારજ નહી. તેમાંથી થોડી થોડી વારે શોણીત વહેતું, જે જમનાજીના પ્રવાહમાં ભળી જતું હતું. જેથી મૈયાં યમુના લોહીયાળ બની ગઇ હતી. શું ? આ તે જમનાજીનો કોપ ? કે, પાનીપતનો ! વાંચનાર વીચારવું સહેલ છે. ઘણા વર્ષના અપવાસી રહેલ પાનિપતના આ રણની ક્ષુધા શાંત કરવા, તેના ભોજનાર્થે, હજારોધડ, મસ્તક અને જગોએ જગોએ હાથ પગના ટુકડા વેરાયલા જણાતા હતા. પાનિપત ! પાનિપત ! શું તું, આવી રીતનોજ ભોગ લેવા સરજાયલું છે ? ખરેખર ! અવીચારથી કંપારી છુટે છે. શું ! તને

કૌરવોએ પોતાનો ભોગ આપી, શાંત કર્યું નથી! અરેરે! તું આટલું બધું નિર્દય છે? નહિ! ના, તું એક રણક્ષેત્ર તરીકે ઓળખાય છે. પણ, ઘણા શુરવીરોનો અહીં નાશ થાય છે તેનું કેમ? ખરેખર! સ્વર્ગમાં જતા સુરવીરોનો રસ્તો છે તો વિકટ! પણ જે અમરકિર્તિ પોતા પાછળ મૂકી જાય છે; તેથી, અધીક સંતોષ પામવા જેવું છે. અસો આ વખતે, બાબરના આગળ વધતા લશ્કરથી તે જમનાજીના કાંઠા સુધી, નજર કરતાં ઘણું ભયંકર દેખાતું હતું. આજે, પાનિપત હંમેસ કરતાં આટલું બધું ભયંકર કેમ લાગતું હતું? કોણ જાણે! આજે હિંદની ઉથલ પાથલ થવાની છે કે શું? રેતી લોહીથી લાલ બની ગઇ હતી. જેમાંથી નાની નાની, શોણીતની નીકો વહેતી હતી. અહા! પાનિપતે આજે બાબરને વિજયમાળ પહેરાવવા ધારી છે કે શું? ઇબ્રાહીમનો ભોગ લેવા ઇચ્છે છે કે શું? ખરેખર! તેમજ જણાય છે. પાનિપત તેને પોતાપર હંમેશની નીદ્રા લેવા

સુચવે છે. જ્યારે, તેના માનીતા સરદારો એક પછી એક ચાલ્યા જાય છે. ત્યારે લશ્કર પાછું હઠતું જાય તેમાં શું નવાઈ? ઇબ્રાહીમ આજે જ્ઞાન સુન્ય બની ગયો છે. હાય! હાય! આજે લોદી વંશનો અંત આવશે કે શું? બાબર દિલ્લીપતિ થશે કે શું? આ વિચારથી લોદીઓલાદના, આ અફગાન સુલતાનની આંખમાંથી એક સરખાં આંસુ સરતાં હતાં. તે નિરાસાના ડુંગર તળે દટાઇ ગયો હતો. છતાં પોતાના ઘોડાને ગમે ત્યાં દોડાવી, શરીર પર પડતા ઘાની કાંઈ પણ પર્વા કર્યા વિના, જીવપર ઉદાર બનીને પોતાની તલવારથી, હજારો મુગલોને, જમીનદોસ્ત કરતો જણાતો હતો. બાબર તેને ચોપાસથી ઘેરી વળ્યો. સુલતાને પોતાનો પગ એકજ જગ્યાએ, અંગદ બળથી રોપ્યો. અહીં આગળજ એને મારવો યા મરવું. એવો તેણે મનથી નિશ્ચય કર્યો હતો. કાસમઅલી આ વખતે પોતાના જોડીયાને શોધતો હતો. બીજી બાજુ હુમનો મોહબ્બતખાં જો કે,

નાશી જવાનો વીચાર કરતો હતો. છતાં સુલતાનના પ્રેમે તેને તેમ કરવું સુજતું નહોતું. બન્નેએ સાથેજ કરેલા દુષ્કૃત્યોનો જવાબ; કર્તા હજુર આપવા ધાર્યો હોય તેમ લાગતું હતું. આ વખતે ફક્ત પાંચશો સ્વારજ બાકી રહેલા હતા. પણ તેઓ સુલતાનનો બચાવ કરવા આગળ પડી એક પછી એક મરતા જતા હતા. મોહબતખાં આ વખતે ઇબ્રાહીમને, નાસવા માટે સુચવવા લાગ્યો. અલ્લાહ આપણા પર રૂઠેલા લાગે છે, માટે, હવે દિલ્લીનો રસ્તો પકડ્યા સિવાય છુટકો નથી. મહોબતે દીલગીરી સહ જણાવ્યું. શું? આ વખતે નાશવું? કરડાકીથી હસતાં ઇબ્રાહીમે જણાવ્યું. આ વખતનું તેનું હસવું ભયંકર હતું. જનાબ એ સિવાય એક રસ્તો નથી. હજુરના-સવાનો વખત છે. વિચાર કરો. મહોબતે અશ્રુ સહીત ગગળેસાદે જણાવ્યું. અફસોસ! સરદાર હવે ઘણું મોડું થયું છે. મારા માનીતા સરદારો ખપ આવ્યા છે. અનેઆ જુજ સ્વારો પણ

થોડીવારમાં નાશ પામશે. ત્યારે શ્યામવદને દિલ્લી જાઉં? ના ના મહોબત હવે તો જે થાય તે ખરૂં. કાંતો આપાર કાંતો પેલે પાર મહમદે જે ધાર્યું હશે તે થશે. અલ્લા ઉપર ભરોંશો રાખી મરવા યા મારવા પસંદ કરૂંછું. આજ સુધીમાં મારી થયેલી અપકિર્તિને, આ વખતે, વધુ વધારવા કરતાં, મરવું પસંદ કરૂંછું. કુરસાં, કે જેને માટે જીવવું હતું; તે તો, ચાલી ગઈ. હવે મારે જીવવું નથી. સરદાર તમે તમારો જીવ બચાવો. જાઓ તમને રજા છે પણ હું આવી શકતો નથી, આ ઇબ્રાહીમ હવે બધાથી નીરાશ થયો છે. રાજપાટ વિના રખડવા કરતાં; આ રણમાંજ બીછાનું કરવું, મને વધુ ઉત્તમ લાગે છે. બસ ! જાવો હવે તો છેલ્લી સલામ, આ છેલ્લી વખત નસીબ અજમાવવા જાઉછું. સલામ આલેકુમભાઇ મહોબત હું જાઉછું. આટલું બોલતાં. ઇબ્રાહીમે પોતાના ઘોડાને એડી મારી. સુલતાન મને પણ એજ રસ્તો યોગ્ય લાગે છે. મહોબત

પોતાનો ઘોડો તેની નજીક લાવતાં બોલ્યો. આ અંત વખતે હું નિમક હરામ થવા ઇચ્છતો નથી. આ આફતની વખતે તમને છોડી જવા કરતાં; તમારી નજરો આગળ મરવાનું વધારે પસંદ કરૂંછું. મહોબતખાં, પોતાનુ વાકય પૂરૂં કરી રહ્યો નહી; તેટલામાં તો, કાસમ, અને બાબર તેઓની સામે આવી ઉભા રહ્યા. કેમ મિયાં નાશી જવાનો વીચાર છે કે શું ? દવંદ યુદ્ધમાં ઉતરવું હોય તો, તૈયાર થાઓ, કાસમે પોતાની તરવાર ફેરવતાં જણાવ્યું. કાસમઅલી તમે આ વખતે આવ્યા તો ઠીકજ થયું. હું પણ તમનેજ શોધ્યા કરતો હતો. ખાત્રી છે કે, આ જે તમને જેર કર્યા વિના રહેનાર નથી. મહોબતે જુસ્સાસહ જણાવ્યું. કેમ હજુ એક વખત સ્વાદ ચાખી ધરાયા નથી કે શું ? મીયાં મહોબતખાંન જો જો, રખે મનમાંને મનમાં ખાંડ ખાતા કાસમે જણાવ્યું ઠીક છે હવે જોઈશું કે ભાગ્ય દેવી કોને યારી આપે છે. મહોબતખાંએ જણા-

વ્યું. કાસમે પોતાનો ભાલો સજ કર્યો. મહોબત ઘોડાને મંડળાકાર ફેરવવા લાગ્યો. કાસમ તેનો જુસ્સો જોઈ આશ્ચર્ય પામવા લાગ્યો. મહોબત તેનાથી વધતો જણાયો. પણ કાસમ હવે ઉત્સાહી બન્યો. કિર્ત્તિને વરવા મરતા સુધી લડવા બન્નેએ પોતપોતાના મનમાં નિશ્ચય કર્યો કાસમનો ચહેરો પ્રફુલીત જણાયો. નેત્રો અતિ ચપળતાથી આવતા ઘા ચૂકવવા ફરવા લાગ્યા. તેનો બાહુ એવી ઢપે ઘુમવા લાગ્યો કે, જાણે તેની આસપાસ બધી તરવારોજ લટકતી હોય, તેમ જણાતું હતું. બાબર આ વખતે તેને શાબાશીના પોકારોથી નવાજતો હતો. આ બંન્નેના દ્વંદ યુદ્ધ પાસે તો, બાજુમાં લડતા સ્વારો, જાણે રમત કરતા હોય, તેમ લાગતું હતું. મહોબતે એક જબરો ધસારો કર્યો. કાસમે દાવ ચૂકવ્યો, તે ઘોડા તળે પેઠો ઝડપથી બાજુએ નીકળી જતાં. તલવારનો એક એવો સખત ઘા કર્યો કે, તે ઘોડા પરથી નીચે ગબડયો, પણ પાછો ટટાર થયો.

કમ્મરમાં વાગેલા ઘા ઉપર, ડાબો હાથ દઈ, તે-
ણે અતિ જોસથી કાસમ ઉપર છુટી તલવાર
ફેંકી. ચાલાક કાસમ ઘોડા પરથી કુદી પડયો.
ઘોડાના વચ્ચેથી બે ટુકડા કરી મહોબતની શ-
મશેર જમીનપર પડી. તે સાથેજ એક છેલ્લો શુ-
શકારો મૂકી. તે પણ પાનિપતના, વિશાળરણમાં
પોતાનું બીછાનું કરી હમેશની ઉંઘમાં પડ્યો.
મહોબત પડતાં ઇબ્રાહીમ નિરાશામાં ગરકાવ થઈ
ગયો, તે અર્ધ ઘેલો બની ગયો; તેની આંખમાં-
થી. મહોબતના પ્રેમે, આંશું ગરી પડવા લાગ્યાં.
સબુરમારા વફાદાર દોસ્ત, હું પણ થોડા વખતમાં
તારી પાસે આવું છું. આ પ્રમાણે બોલી. ઉથાડે
માથે ઘોડા પરથા ઉતરી. પાયદળમાં તલવાર લ-
ઇ ઘુમતો. અતિશોખીલો અને, અપાર સંપત્તિ
વાળો, લોદી ઓલાદનો આ અફગાન સુલતાન,
મોતને ભેટવા આખરનો વખત પાસે આવેલો
જોઇ. કરેલા પાપોને આજની અલૌકીક શુરવીર
તાથી ધોઈ નાંખવા, તૈયાર થયો. તેણે હજારો

મોગલોને પોતાની તરવારથી જમીનપર સાથરા કરાવ્યા. તેમના લોહીમાં તે નાહી રહ્યો. જગોએ જગોએ, વાગેલા ઘામાંથી લોહી વહેવા લાગ્યું. તેથી જાણે આ એક, શોણીત શીખરછે કે શું ? એમ લાગતું હતું. આગળના વખતમાં ક્રૂર દેખાતા, આ ઈબ્રાહીમને, લશ્કર વિનાનો, અને ઉઘાડે પગે, અને ઉઘાડે માથે, ઘુમતો જોઈ. દયા ઉત્પન્ન થતી હતી. તેની આંખમાંથી આ વખતે, અશ્રુને ઠેકાણે, ક્રોધાગ્નિ ઝરતો જણાતો હતો. મખમલની સય્યામાં સુનાર, હજારો સરદારોની વાહ વાહ સાથે, માન પાનમાં રહેલો, ઈબ્રાહીમ, શુરવીર બન્યો. સિપાઈ યાને સરદારને જોતો કે, તરતજ તેના ઉપર, તુટી પડતો હતો. કાસમઅલ્લી, અને બાબર બંન્નેજણ ઇબ્રાહીમને શોધતા, ત્યાં આવી પહોંચ્યા. ચોપાસથી સિપાઈઓ તેને ઘેરી વળ્યા હતા. હરણના ટોળામાં, જેવી રીતે વાઘ દેખાય, તેવોજ ઇબ્રાહીમ પણ દેખાતો હતો. તે જે તરફ ફરતો તે

તરફથી પચીસ પચાસ સિપાઇઓનો ખોડો કાઢતો હતો. આથી, કાળ ઇબ્રાહીમનું સ્વરૂપ લઇ આવ્યો છે કે શું ? એમ જોનારને લાગ્યા વિના, રહેતું નહોતું. બાબર કયાં છે ? બાબરને બતાવો, આ અંતની ઘડીએ તેની સાથે લડી; મારો જીવ ગુમાવવા ઇચ્છું છું. અમને પકડવાની ખાલી ધાંધલમાં પડશો તો, તમે તમારો જીવ ખોશો. ઇબ્રાહીમ ઉપર પ્રમાણે વારે વારે પોતાની ભાષામાં બોલતો હતો. એટલામાં ખુલ્લી લોહીયાળ તરવારે, બાબર તેની સામે આવી ઉભો. તે તરતનોજ લડાઇમાં ઉતરેલો હતો. અને ઇબ્રાહીમ તો ઘણી જગ્યાએથી ઘાયલ થઇ, થાકી ગયેલો હતો. છતાં બાબર સામે લડવાની છેલ્લી આશા એજ, તે ટકી રહેલો હતો. તે લોહીમાં ખરડાયલો, ક્રોધાધિન થયલો, વિકાળ દેખાતો હતો. જ્યારે, બાબરે ફકત, એક સાદી રેશમી સુરવાળ પહેરી તે ઉપર, એક ખુલ્લું પહેરણ પહેરેલું હતું. જેમાંથી તેની ગુલાબી રંગની કાયા, સ્વચ્છ દેખા-

તી હતી. ગળામાં પહેરેલો મોતીનો કંઠો ઝુલ્યા કરતો હતો. તરવાર વાળા હાથમાં પહેરેલી કીંમતી વીંટીયોમાંના હીરા, અસ્ત જતા સૂર્યના તેજથી ચમકતા હતા. બંન્ને વીરો એક મેક સાથે બીડાયા. ઇબ્રાહીમ ખુશીમાં આવે તે પ્રમાણે પોતાની તરવારના છુટથી ઘા કરતો હતો. બાબર કેટલીક વખત પાછળ હઠીને, અને કેટલીક વખત પોતાની તલવારપર ઝીલીને, સુલતાનના ઘા ચુકવતો હતો. બીચારો ઇબ્રાહીમ ઘણા વખતનો થાકેલો હતો. એટલે, તે કેટલી વખત ટકી શકવાનો! જો પહેલેથીજ તે બાબર સાથે જોડાયો હોત તો, આ દ્વંદ યુદ્ધમાં કોણ જીતત તે કહેવું મુશ્કેલ હતું. છતાં વખતે ઇબ્રાહીમને ચઢતી વરત, એમ દેખાતું હતું. પણ હવે તેનો શું ઉપયોગ! ગઈ વાત વિષે હવે શું વિચાર કરવો! હવે તો આ બન્નેમાં કોણ ફાવે છે; તે જોવાનું હતું. વખતે ઇબ્રાહીમજીતે તોપણ તે ફરી સુલતાન થઇ દિલ્હી પાટે બીરાજશે, એ સમજવું

ભૂલ ભરેલું છે. કારણ કે, તે ઘણી જગ્યાએથી ઘાયલ થયલો હોવાથી બચે તેમ નહોતું. બાબર પણ આખરે છેડાયલો જણાતો હતો. ઇબ્રાહીમ તેના તેજમાં ડબાવાની અણી ઉપર હતો. પણ શા માટે ? તેને ઘા વાગે તેની ત કયાં પર્વા કરતો હતો ! તેતો મરવાનોજ નિશ્ચય કરી ચુકયો હતો. એટલે લથડતે હાથે, ગમે તેમ, તરવાર ઘુમાવી ઘા કરતો હતો. પણ ચાલાક બાબરતે ચુકવતો તેની સાથે સાજું રહેલું સુલતાનનું અંગ, પોતાની તરવારથી કાપતો હતો. ઇબ્રાહીમના સૌર્યથી, અને જુસ્સાથી તે ઘણી વખત, વિચારમાં ગરક થતો; પણ પડતો ઘા પાછો તે ઢાલપર ઝીલી; સચેત થતો હતો. હીંદના પ્રારબ્ધે, ઇબ્રાહીમની હાર જણાતી હતી. પાનિપતના આ જંગી મેદાનમાં થયલી, ઈ. સ. ૧૫૨૬ ની આ પહેલીજ લડાઈમાં, ઇબ્રાહીમનો ભોગ અપાયો; અને હીંદુ બાદશાહી સ્થપાવાને બદલે, સર્વત્ર મોગલાઈ પ્રસરી રહી. લથડતે હાથે ન-

શીઘ્ર અજમાવવા સુલતાને છેલ્લો ઘા કર્યો. પણ, તે બન્નેની તરવારો સામ સામે અથડાવાથી નકામો ગયો. સુલતાનની તરવાર અધવચથી ભાગી ગઈ. તેણે રંગ રાખ્યો. હાથમાં રહેલા, તરવારના ટુકડાને, છેલ્લું ચુંબન કરી; તેણે બાબરપર ફેંક્યો. ને તેના પગને ઘાયલ કરી જમીનપર પડયો. ઇબ્રાહીમ પણ, શુરવીરને લાયક રણ પથારીએ પોઢયો. યા અલ્લા, એટલાજ અક્ષરો અચાનક, તેના મુખમાંથી નીકળી પડ્યા. તેનો પ્રાણ હંસ પરમાત્મા હજુર ચાલ્યો ગયો. તેનું નીર્જીવ ખોળીયું. હજારો સિપાઈઓના મુડદા ઉપર સરદારી ભોગવવા લાગ્યું. બાબરને કિર્તિવરી, શબ્દાર્થસિંહે સિંહપણું દેખાડયું. દીલ્હી તરફ ત્યાંથી તે થોડા વખતમાં કુચ કરી ગયો.

# પ્રકરણ ૭ મું.

## ચૈત્યન્યનાથ.




ખ્યાત ચીતોડના સહવાસમાં વાંચનારે થોડો ભાગ લેવાની જરૂર છે. વાંચકજન એક વખત વીચાર કરો કે, જે ચીતોડ સંગ જેવા શુરવીર નરોના વખતમાં, અતી ભરભરાટીમાં હતું, જ્યાંની રજપુતાણીઓ, પોતાના સીયળ રક્ષણાર્થે, ચીતા ખડકી બળી મરતી હતી, તેજ ચીતોડને મુસલમાનોના હાથથી બચાવવા હજારો રજપુત વીરોએ, પોતાનો ભોગ આપ્યો હતો. તેજ ચીતોડ હાલ વસ્તી વગરનું તથા ભાગું તુટું નજરે પડે છે. અરે! જે ચીતોડ આગળીના વખતમાં ક્ષાત્રકુળ ગૌરવ માટે પ્રખ્યાત હતું; તેના આવા હાલ હવાલ જોઈ કોનું રહૃદય ચીરાયા વીના રેહશે ! જ્યારે આપણી

આ નવલકથા, જે વખત માટે લખાય છે. તે વખતે સુશોભીત ચીતોડનો સુર્ય સમાન તેજ સ્વીસંગ, હાથમાં તરવાર લઈ, ચીતોડ રક્ષણાર્થે રણમાં ઝુઝવા, તથા મુગલ બાદશાહ બાબરને હિંદુસ્તાનમાંથી પાછો હાંકી કાઢવા તૈયાર હતો, તે વખતે પ્રખ્યાત ચૈત્યન્યનાથના સબ માટે મુસલમાનો તથા હિંદુઓને ખેંચાખેંચ થઇ હતી, આ વખતે ભારે લડાઈ થવાનો સંભવ હતો. જેથી મેવાડી વીર માહારાણાસંગે હીંદુઓને મદદ આપી હતી સવારનો પહોર હતો, પક્ષી-ઓનો કીલ બોલાટ શરૂ થયો હતો; ભગવાન સુર્ય નારાયણે પોતાની તેજસ્વીતા ચોપાસ ફેલાવી માણસોના દીલરંજન કર્યાં હતાં. જ્યારે એક ઝાડ નીચે હીંદુ અને મુસલમાનોના મદદગાર હમેસની ઊંઘમાં પોઢ્યા હતા. એક બાજુ મુસલમાનોનું જંગી ટોળું સબને પોતાને હસ્તગત કરવા મથતું હતું; ત્યારે હિંદુઓ વચ્ચે આવી તેમને અટકા-વવા પ્રયત્ન કરતા હતા. મુસલમાનો ભુમીદાહ કરવા કેતા હતા; ત્યારે, હિંદુઓ અગ્નિદાહ

કરવાને કહેતા હતા. આવી રીતની આ બન્નેની રકઝક ચાલતી હતી. તેવામાં મેવાડી વીરના આવવાથી વધુ ઉમેરો થયો, બ્રાહ્મણો તેની ગોદમાં ભરાયા, રજપુતોએ તરવાર ખેંચી; જ્યારે મુસલમાનોએ પોત પોતાના સોટા તૈયાર કર્યા, શું આ મહાન માહાતમાં ચૈતન્યના સબ માટે શોણીત સરીતા વહેસે ! ના, તેમ ના થવું જોઈએ, જે મહામાત્ના સબ માટે હિંદુ તથા મુસલમાનો લડવા તૈયાર થયા હતા ! તેના માહાત્મ વિષે વાંચનારનેજ વિચાર કરવાનુ સોંપું છું. પોતાના સબ પાસે થતી લડાઇમાં કપાનાર માણુસોને બચાવવા ચૈતન્ય વિનાનું સબ, શું જીવવાળુ થશે ! કોણ જાણે ! પ્રભુ ચૈતન્યનાથની શકતી પાછી આવતી જણાઈ, હીંદુ તેમજ મુસલમાનો આશ્ચર્ય પામ્યા, તેઓ સબ તરફ જોઇ રહ્યા. સાપની કાંચળી પેરે, ઓઢેલી સાલ જેમની તેમ રહેવા દઇ મહાત્મા બહાર આવ્યા. બન્ને જાતના માણુસોએ તેજસ્વી ચૈતન્ય સામે હાથ જોડયા. પુત્રો, મારે માટે થતો કલહ તમારે બંધ પાડવો

જોઇએ. મારી સાલ તળે જુઓ, તેની નીચેથી જે મળે તે લઈ, હિંદુઓએ પોતાના મેળવેલા અડધા ભાગને, અગ્નિદાહ દેવો, અને મુસલમાનોએ ભુમીદાહ કરવો. બાદ, પોતપોતાના મન ને સાંત પાડવું. કારણ, મારે માટે થતી આ બેકોમ વચ્ચેની લડાઇ મને ગમતી નથી. આ પ્રમાણે કહીને, મહાત્મા અલોપ થઇ ગયા, જેથી મુસલમાન તથા હિંદુઓ આશ્ચર્ય પામ્યા. મહાત્માના કહેવા પ્રમાણે હિંદુઓમાંથી નરવીરસંગ આગેવાન થયો, સાલ ઉપાડતાંજ તળે દેખાતો ફુલનો ઢગલો જોઇ, બેઉ પ્રતિસ્પર્ધીઓ ખુશી થયા. સાલ તથા ફુલ વેહેંચી લીધા બાદ, હિંદુઓએ મોટી ખુશીથી, અતી ધામધુમ સાથે, પોતાના ભાગને અગ્નિદાહ દીધો. અને, મુસલમાનોએ પોતાના ભાગને તેવીજ રીતે ભુમીદાહ દીધો. છતાં, રજરજપુતોના મનમાં આથી જે, વહેર ભાવ ઉત્પન થયાં હતાં, તેથી બીજી કોઇ રીતે મુસલમાનોને પોતાની સમસેરનો સ્વાદ ચખાડી સાંત્ત થવા ખુશી

હતા. આ વખતનો મેવાડી વીરે લાભ લીધો જેમાં નવલકથા નાયક કેદારસીંગના આવવાથી વધુ ઉત્તેજન મળ્યું આ વખતે મહારાણા એક ઉચ્ચ સ્થાને બીરાજમાન થયા હતા. તેમણે પોતાનો હાથ ઊંચો કરતા; સર્વત્ર સાંતતા પ્રસરી ગઈ. મહારાણા એ થોડીવારમાં પોતાના, પાણીદાર ચપળ ચક્ષુથી આ બધુ જોઈ લીધું. જેથી તે ખુશી થયા. મુખના મલકાટ સાથે બોલવું સરૂ થયું. મહારા બાહાદુર અને સુરા સામંતો આજે તમને બધાને આ સમસાન ભુમીમાં, ધર્મ કાર્ય પ્રસંગે એકત્ર થયેલા જોઈ; હું અત્યંત ખુશી થયો છું. આપણે કેટલીક બાબતો વીશે વિચાર કરવા જરૂર છે. આ દેશ ઉપર તમારૂં મન તથા હેત કેવું છે, તે બદલ વિચાર કરવાની મને જરૂર નથી. કારણ, ખાત્રી છે કે, તમે તમારા પોતાના દેશ માટે ગમે તેવી આફતમાં પણ; ઉતરવા ડરો તેવા નથી. એ વાતનો સારી પેઠે અનુભવ છે, અને ખબર છે કે, દરેક દરેક રજ-

પુત બચ્ચો, પોતાની જન્મ ભુમી માટે, પ્રત્યક્ષ પેહેળું મુખ વકાસી રહેલા કાળના જડબામાં તે-મજ બળતી ચીતામાં જવાને પણ પાછા હટે તેવા નથી. વધુ કહેવાની જરૂર નથી; કારણ કે તમે જાણો છો કે, ઇબ્રાહીમ આપણો ગમે તેવો દ્વેસી હતો; ધર્માંધ તથા અનાચારી હતો; છ-તાં તેને જેર કરવા આપણે પ્રયત્ન કર્યો નથી. સાથી કે તે આપણને અજમેર મેવાડ અને મા-ળવા, એ દેસો સર કર્યા ત્યારથી, ઓળખી ગયો હતો. પણ, હિંદુસ્તાનમાં દાખલ થયલા આ ન-વા મુગલોને રજપુત સૌર્ય દેખાડવાની જરૂર છે, હીંદુઓના દેસ કબજે કરી તે આ તરફ વધતા જાયછે. તો, કહો મહારા બાહાદુર સામંતો સ્વભુમીના રક્ષણાર્થે લડવા તૈયાર છો કે નહી! અમે જીવ જતા સુધાં લડી શું, મુગલોને હાંકી મુકવા પ્રયત્નો કરીશું. શીર જતા સુધી પાછા હઠીશું નહી. વગેરે શુરવીરોના ઉદગારથી સંગ અત્યંત ખુશી થયો. વિરેવીરતા દેખાડવાનો સમય પાસે આવેલો જોઇ આનંદ માન્યો.

# પ્રકરણ ૮ મું.

## છાવણી.



આજે મુગલ બાદશાહ બાબરે પોતાનો પડાવ ફતેહપુર સીક્રી નારણુમાં નાંખ્યો હતો. ઓસંગ આવ્યો! ઓસંગ આવ્યો! ના, પોકારો ઘડી ઘડી ઉઠતા હતા. ગઇ લડાઈમાં કરેલી બાહાદુરી માટે, યોગ્ય ઈનામો આપવા, સરદારોની એક મોટી સભા ભરી લશ્કરી છાવણી, મધ્ય ભાગે આવેલા, મોતીની ઝાલરોવાળા કીનખાબના તંબુમાં ગોઠવેલા તક્તપર, બાદસાહ બીરાજમાન થયો હતો. કાસમઅલી જરીયાન પોશાકમાં સજ થઈ; પાદસાહની બાજુમાં આવેલી; એક મખમલી ખુરશીપર બેઠો હતો. તે આજે આનંદી જણાતો હતો. વારેવારે બાદશાહ તેના અપ્રતિમ રૂપથી ભરપુર મુખ તરફ જોઇ, મનમાં વખાણ કરતો હતો. રણુ

જંગમાં, તેની બાહાદુરી જોઇ ઇર્ષાખોરો લજવાતા હતા જ્યારે તેના દોસ્તો તેના જીવ માટે ફીકર કરતા હતા. ઘણીવાર ના કહેવા છતાં પણ શત્રુ દળના મધ્યમાં તે પોતાના ઘોડાને બેધડક દોડાવી જતો; અને, પોતાની તરવારથી યથેચ્છ લોહી વેહેવડાવી જમીનને તૃપ્ત કરતો હતો. તેનું આ સૌર્ય જોઈ બાબર તેને ઘણું ચાહતો હતો. આથી, ઇર્ષાખોરો બળી જતા હતા. ગમે તેમ કરી તેને બાબરથી દુર કરવા માટે, ઘણાક સરદારો મથતા હતા. અને તેટલાજ માટે શત્રુઓ વચ્ચે, તેને એકલો છોડી ચાલ્યા જતા; પણ, આથીતો તેનું નુકશાન થવા બદલે, ઓરખ્યાતી વધતી જતી હતી. છતાં કાસમનું દીલ થોડોક સમય થયો બહુજ બેચેન રહેતું હતું. કુરસાંના મોહ પાસમાં તે એટલો બધો ગુંથાઇ ગયો હતો; કે, બાહાદુર કાસમને સ્વપને પણ એવી બીના નોહોતી આવી જે, યુદ્ધનો છેડો આવે તો સારૂં. પણ, પ્રત્યક્ષ દરબારમાં બેઠા છતાં,

તેના મનમાં તેજ વિચારો ઘોળાયા કરતા હતા. જે કાસમ લડાઇની રાહ જોતો કે, ક્યારે સમસેર ફેરવવાનો વખત આવે, તેજ કાસમ આજે, કુરસાંના પ્રેમને લીધે, લડાઈથી કંટાળેલો લાગતો હતો. તેજ એકે દુશ્મનોના અસંખ્ય દળ વચ્ચે પેસી હજારો માણુસોનો પોતાના જીવની પર્વા કર્યા વીના, જીવ લેતો, તેમને રણમાં રોળતો, એજ બાહાદુર કાસમ પોતાની મનોરમાને મળવા તથા પ્રેમની વાતો કરવા, પોતાના જીવને જાળવવા મથતો હતો. ન ફીકરો કાસમ આજે ફીકરમાં પડયો હતો; અરે! ધાસ્તીથી ઘેવાઇ ગયો હતો. એકાંત થતા, પ્રેમ ઘેલો બનતો, પોતાની નજર પાસે કોઇ વખત ઘોડાપર બેઠેલી જતી જોઇ દોડતો; પણ પાછો તેણીને ન જોતાં સ્થીર થઇ જતો. તેણી બાજુ ક્યાંઇ છુપાઇ ગઈ હશે, આભાસથી કુરસાં નામનો પોકાર કરતો. આખરે જ્યારે જવાબ ન મળવાથી નીરાસ થઈ, બીછાનાપર પડી પોતાની આંખ મીચતો; ત્યારે તો,

પાછી તેણી દેખાતી, તેની ઊંઘ ઉડી જતી; અને, આખી રાત તરફડીયાં મારી ગાળવી પડતી. જે તેની નાજુક આંખો ઉપરથી જણાઇ આવતું હતું. તેના દુસમનો આથી બાબરને ઊલટું સુલટું ભેરવતા, જ્યારે દોસ્તારો તેની દયા ખાતા, ઘણે દીવસે કુરસાં વીના, દીવાની હાલતમાં ફરતાં કાસમને લડાઇની વાત નીકળતાં આનંદ થયો. આ દુખ ભોગવવા કરતાં લડાઇમાં મરાસે તો ઘણું સારૂં. આ વીચારે તેના મુખપર ત્વરશ્રી છવાઇ રહી હતી. બાબર આજે વધુ ખુશ મીજાજમાં હતો. છુટે હાથે, સરદારોને તેમની યોગ્યતા અને બાહાદુરી પ્રમાણે ઇનામ આપતો હતો. મોગલોનો માનીતો બાબર આખરે કાસમ તરફ ફર્યો. તેનો કર પોતાના હાથમાં પકડી અતીમાન સહતે બોલ્યો; પ્રિય કાસમ, પાનિપતના રણમાં તમે જેટલું સુરાતન બતલાવ્યું છે. તે બદલ ખરેખર હું તમારો ઘણો આભારી છું. દુશ્મન દળથી ઘણીક વખત તમે પોતાના જીવની આસા છોડી,

મારાં પ્રાણનું રક્ષણ કર્યું છે. હજારો સોદીઓ વચ્ચે લોહીથી ખરડાયલી સમસેર સાથે મેં તમને બાહાદુરીથી લડતા જોયેલા છે. તેમ ઈબ્રાહીમના માનીતા સરદારને દ્વંદ યુદ્ધથી મારી નાંખતાં જોયા હતા. બધાનો બદલો હું મારૂં, આખું રાજ તમને બક્ષીસ કરૂં તો પણ, વળી સકે તેમ નથી. તમારે લાયક કંઇ પણ નથી. તમે મારા તરફ જે વફાદારી દેખાડી છે; તે બદલ હું તમારો ઘણો આભારી છું. મને ખબર નહોતી કે, તમારા જેવા વીરનર મારા લશ્કરમાં છે. પણ, પાનિપતના યુદ્ધ વખતે મેં તમને એક કીમતી રત્ન તરીકે ઓળખ્યા છે. જેનો બદલો હું આપી સકતો નથી; તેનો બદલો તે સર્વ સક્તિવાન આપશે. ખરેખર! કાસમઅલી, તમે સર્વ ગુણ સંપન્ન છો; જેમાં તમારી વીરતાથી વધારો થતો જોઇ, હું આશ્ચર્ય પામ્યો છું. હું તમારી સાથે એક વફાદાર દોસ્ત તરીકે રહેવા ઇચ્છું છું. બાબર બાહાદુરમો દોસ્ત થવા ઇચ્છે છે.

કહ્યો મીત્ર તમે શું કહો છો? ભર દરબારમાં આપેલ માનથી કાસમ ઉપકારની નજરે સાહ તરફ ટગર ટગર જોઈ રહ્યો. તેની આંખમાંથી આ આનંદની વખતે એકાદ બે હર્ષના અશ્રુ ટીપાં પડયાં. તે એટલો બધો આનંદઘેલો બની ગયો કે, પોતાના મુખથી એક પણ અક્ષર ઉચરી શકયો નહી. ચતુર બાબર, આ બધાનો માયનો પલકમાં પામી ગયો. અતી કીમતી પોતાના ગળામાં પહેરેલો; ચાર સેરનો મોતીનો કંઠો કાસમની ડોકમાં નાખ્યો; તેને ભેટી પડયો. કાસમે ખરા અંતઃકરણથી ઘુંટણીએ પડી શાહાના ઝભાને અતીમાનથી ચુંબન લીધું. બાદ, કાસમનો હાથ પકડી બાબર પોતાના સિંહાસન પાસે ગયો. કાસમના જાની મીત્રો આ બનાવથી વધુ ખુસી થયા. પણ, ઇર્ષાખોરો બળી મરવા લાગ્યા. છતાં શાહની હજુરમાં તેઓ એક પણ અક્ષર ઉચારી શકયા નહો. તેઓ એક પછી એક વીદાય થયા. અને, છાવણી બાહાર એકત્ર થઇ, કાસમનો

ઘાટ ઘડવા વીચાર કરવા લાગ્યા. કાસમનો છુપો ભેદ તેઓએ શોધી કાઢયો હતો. એટલે, કુરસાંની વા તથી તેઓમાંના થોડા ઘણા માહીતગાર હતા. એ ઉપાય કામે લગાડી કાસમનોઘાટ ઘડવા તે-ઓ તૈયાર થયા. મહમદ, ફીદાઅલી, તૈમુર, અને સલાબતજંત, એ ચંડાળ ચોકડીએ કાસમનો જીવ લેવા પ્રતીજ્ઞા કરી. હથીયાર તરીકે તેઓ-એ ફીદાઅલીને આગેવાન કર્યો. આ જુવાન, ભોળા દીલનો બાહાદુર, અને હીમતવાન હતો. પણ, "સોબતે અસર" એક હેવત પ્રમાણે, તે કાસ-મનો નાસ કરવા તૈયાર થયો. મીત્રોએ ફરમાવેલું કામ બજાવવા ઉત્સુક બન્યો ખરો; પણ, કાસ-મને તે શા માટે મારી નાખવા ઇચ્છે છે, તે જાણતો નહોતો. કાસમને ફસાવી લાવવા આ ભો-ળા દીલના સખસે બીડું ઝડપ્યું. તે સડપાતળ બાંધાનો, મોહક ચહેરાનો, નાજુક અને અતી સું-દર હતો. તેના ફસ જોઇ સુંદરમાં સુંદર સ્ત્રી હો-ય તો, તે પણ ફીદાઅલીને જોઇ ગર્વ મુકી દે

તેમ હતું. તેના હાથ, નાક અને નેત્રો એવાં મોહક હતાં કે, વખતે તે આ પોશાક પેહેરે તો, ઓળખાય તેમ નોહોતો. બાળપણથીજ દ્વંદ યુદ્ધનો અતી શોખ હોવાથી બાબરના લશકરમાં રહેતી વખતે પોતાને કોઈ જીતે તો, તેના ગુલામ થવું એવી પ્રતીજ્ઞા કરી હતી.

---

## પ્રકરણ ૯ મું.

### હીંમતવાન.



કાસમઅલ્લી હંમેશ પોતાના વિચારમાં મશગુલ રહેતો હતો. પણ આજે તો દરબારમાંથી આવ્યા બાદ, બહુજ વિચારમાં ગરક થઇ ગયો હતો. આજના દરબારમાં, મળેલા માનની કુરસાંને ખબર થાય તો, તેણી કેવી ખુશી થાય! થનાર લડાઇમાં મારૂં મરણ થાય તો, તેણી કેટલી બધી દીલગીર થાય! કુરસાં, પ્યારી તારા માધુર્ય મુખની મધુતા, આ

ભોગી ભ્રમરને નહીજ મળે ! શું હું એને મળવા જાઉં ! નાના લડાઇના રણમાંથી નીકળી, તેને મળવા જાઊં તો, શાહ મારે માટે શું વિચારે ! ભર દરબારમાં, આપેલ માનનો બદલો, આવો મળતો જોઇ, તેને કેવું ખોટું લાગે ! હું તે નામનથી કેવો ના લાયક જણાઉં ! મને લોકો બે ઇમાન તરીકે ઓળખે, મારા તરફ જોઈ તેઓ પોતાનું મુખ મચકોડે; અને, પછવાડેથી હજારો ધીક્કારના ફીટકાર તેઓ મારા ઉપર મૂકે. ત્યારે શું ! કુરસાં મને પરણવા તૈયાર થાય ! અરે ! મારે માટે તેને કેવો વિચાર આવે ! ખરેજ, મને તેણી વિશ્વાસ ઘાતકી તરીકે ઓળખે; અને વધારેમાં જીવું ત્યાં સૂધી, આ કાળી ટીલી મારે કપાળે વળગેલી રહે. પ્રિય કુરસાં મારા પ્રેમનો અનાદર કરે. અરે ! મને બાયલો અને બીકણ ધારે, તે કરતાં તો, વધુ બહાદુરી કરી નામ મેળવવું, તેમ કરતાં જીવ જાય તો પણ શું થયું ! મને કાળી ટીલો તો કંઈ થોડો લાગવાની હતી ! એથી

તો મારી છાતી વધુ વધશે; કુરસાં અધીક પ્રેમાળ બનીને મારી કબર પર પ્રેમાશ્રુ નીગાળશે. જેથી પણ, હું શાંત થઇશ. તેથીજ, આવી ધીક્કાર ભરી જીંદગી ભોગવવા કરતાં તો, કબર બલકે લાખો દરજ્જે, એ વિચારજ અત્યુત્તમ છે. જો જીવીશતો, કુરસાંના પ્રેમનો હક્કદાર થઇશ; પણ, મરીશ તો મારી પાછળ કિર્તિસ્તંભ હયાત રહેશે. આ પ્રમાણે, ભ્રમણામાં ભૂલો ભમતો કાસમ, થોડીવારે ચિત્તસ્થિર કરી શક્યો. તે થોડોવાર રણોત્સાહના વિચારથી, હોંશીલો બન્યો. પણ, બીછાના પર જઇને સુતાં, પાછો, તે વિચાર સાગરમાં તણાવા લાગ્યો. તેની ઉંઘ જતી રહી. ચાંદણી રાતે બહાર ફરવા જવા મન થયું. તે ઉઠયો, પણ બહાર જવાયું નહી. જડવત જેવો બની ગયેલ કાસમ, પથારીમાં માથું નીચું કરી બેસી રહ્યો. આ વખતે, ધન દિલ્હીમાં મન કુરસાંમા અને, તન પથારીમાં, એવી રીતે ત્રણે જગ્યાએ તેનું તન, મન તથા ધન વહેંચાઇ

ગયું હતું. પ્રેમી સુસકારા વારે વારે, રહ્દયમાંથી મુખવાટે બહાર પડતા હતા. ચારે દિસામાં પ્રેમ સિવાય તેને કંઇજ દેખાતું નહોતું. તેવી વખતે એક નાજુક સ્ત્રી તેના તંબુમાં દાખલ થઈ. સરદાર! મધુર અવાજે તેણી ઉચરી. આથી કાસમની સુધ ઠેકાણે આવી ખરી; પણ તે પ્રતિઉત્તર વાળી શક્યો નહી. કાસમઅલી? એક કોયલના ટોકારા પેઠે તેણી ફરી મધુર અવાજે બોલી. કેમ શું છે? કાસમે પોતાના બીછાનામાંથી, ઉભા થતાં આશ્ચર્યથી, તેણી તરફ જોતાં કહ્યું. હું એક પ્રેમી સંદેશો લાવી છું. સ્ત્રીએ લટકા સહ જણાવ્યું. શું! પ્રેમી કહેણ! કહો, કહો, તમને કોણે મોકલ્યાં છે? કાસમે અધીરતાથી પૂછ્યું. કુરસાંએ, સ્ત્રીએ ટુંકમાંજ પતવ્યું. પ્રીય કુરસાં તરફથી શું કહેવામાં આવ્યું છે? તે જણાવી મને ઉપકારી કરશો? કાસમે અતિ હર્ષથી પૂછ્યું. તેણી તમને મળવા ઈચ્છે છે. આવનાર સ્ત્રીએ હાસ્ય સહીત જણાવ્યું. અફસોસ, મારાથી

હાલ આવી શકાય તેમ નથી. થનાર લડાઇનો નીકાલ આવ્યા સિવાય, હું કંઇ પણ કરી શકતો નથી. તે બદલ હું દીલગીર છું. કાસમે દીલગીરીમાં ગરકાવ થતાં જણાવ્યું. શું? તમે બીહો છો? સ્ત્રીએ કરડાકીથી પૂછયું. હા, હું બીહું છું. કાળું કલંક માથે હોરી લેવા, તથા લડાઇના વખતે, સુલતાનને છોડી જવા ડરૂ છું. નહી, મારાથી આવી એ હરામી કદી થનાર નથી. કાસમે પોતાનો ઉભરો કાઢયો. શું! એક માસુક પોતાના આશકને મળવા, ઘણે દુરથી અહીં સુધી આવી, તેની આશાનો ભંગ કરવા ઇચ્છો છો? અરે! એ કેવું દીલગીરી ભરેલું છે! આવનાર સ્ત્રીએ જુસ્સાસહ જણાવ્યું. અરે! તેણી અહીં આવી છે? ખરૂં કહો, તે ક્યાં છે? કાસમે પ્રેમોત્સાહથી પુછયું. હાજી, તેણી છાવણી બહાર છે. સ્ત્રીએ જણાવ્યું ત્યારે તે અહીં કેમ ન આવ્યાં? કાસમે આશ્ચર્યથી પૂછયું. પોતાના મામાને લીધે તેણી અહીં આવી શકતી નથી. સ્ત્રીએ છણકો કરી

જણાવ્યું. ચાલો, ચાલો, હું આવું છું. કા-સમે પોતાની શમશેર લેતાં જણાવ્યું. ખરેખર! તમે કોઈ અજબ માણુસ છો. સ્ત્રીએ આગળ ચાલતાં જણાવ્યું. કાસમ એટલો બધો પ્રેમ ઘેલો બની ગયો હતો કે, આ અક્ષરો તેના સાંભળ્યામાં આવ્યાજ નહી. બન્નેને જતાં જોઇ, કાસમના તંબુ આડ ઉભેલો માણુસ તેઓથી થોડે થોડે છેટે, છુપાતો છુપાતો ચાલવા લાગ્યો. થોડી વારે એક આંબા વાડીયામાં. કાસમને લઈ તે સ્ત્રી દાખલ થઈ. સાંજ ઉભા રહી કાસમે પૂછ્યું. ફુરસાં ક્યાં છે? તેણી તરફ આટલું બોલતાં તે વધ્યો. પણ, અચાનક સ્ત્રી ઉપર નજર પડતાં, એ ડગલાં પાછળ હઠી ગયો. આશ્ચર્યતાથી તેને ધારી જોતાં તે બોલ્યો. કોણ! ફીદાઅલી! સ્ત્રી વેષમાં! તે આભો બની ગયો. હા સરદાર, હું તેજ છું. ફીદાઅલીએ જણાવ્યું. મારી સાથે આવી ઠગાઇ કરવાનું કારણ? કાસમે સહેજ ગુસ્સાથી પૂછ્યું. પ્રિય સરદાર આજે હું તમારી સાથે,

સ્વંદ યુદ્ધ કરવા ઇચ્છું છું. રીદાઅલીએ મશ્કરીમાં જણાવ્યું. રીદાઅલી, રીદાઅલી, વિચાર કરકે, આ જગ્યાએ હીંદુઓને બદલે, તારા લોહીમાં હું મારી શમશેર બોળવા શા માટે તૈયાર થાઉં! હું દીલગીર છું. તું તારો વીચાર માંડી વાળે તો સારૂં. કાસમે પોતાનો વીચાર જણાવ્યો. તમે લડો, યાન લડો, છતાં હું તમને છોડવાનો નથી. રીદાઅલી આટલું બોલતાં સમશેર ખેંચી તેનાપર ધસ્યો. તે અતિ સખતાઈથી પોતાની તરવારના ઘા કાસમ ઉપર કરવા લાગ્યો. જ્યારે તે, એટલે કાસમ તો, ફકત, તેના ઘાજ ચુકવતો હતો. તે અતિ કોમળતાથી લડતો હતો. રીદાઅલીનો ગુસ્સો આથી શાંત પડયો. તે સ્નેહની નજરે તેની તરફ જોતાં બોલ્યો. તમારા મનમાં રહેલો મારા તરફનો પ્રેમ કાઢી નાંખો. અને નામર્દાઈ બતાવતું આ કોમળ યુદ્ધ છોડી દયો. કાસમે કંઈ પણ જવાબ આપ્યો નહી. પણ પૂર્ણ ચાલાકીથી, રીદા અલીના હાથ માંહેલી શમશેર

પડાવી નાંખી, એકજ ધક્કાથી જમીનપર પટકી, તેની કોમળ છાતીપર થોડીકવાર પોતાનો પગ રાખતાં પૂછ્યું. કેમ શીદાઅલી, હજુ પણ તારો વિચાર ફરશે કે નહી? દયા ભાવથી તેની તરફ ચલાવેલા વર્તને કરી શીદાઅલી તેને વશ થયો. શુરવીર, હું આજથી તમારો ગુલામ છું. શીદાઅલીએ ઉભો થઇ જણાવ્યું. આપ જે ફરમાવશો તે કરવા તૈયાર છું. છતાં, હાલ તરતતો, આપને અધીક સાવચેત રહેવા જરૂર છે. કાસમ કંઇ પણ બોલ્યો નહી. તે ફક્ત હસ્યો, અને ઝડપથી પોતાના તંબુ તરફ જવા નીકળ્યો. થોડો વાર થયો નહી તેટલામાં તો પાછળ ચાલતો શીદાઅલી અટક્યો. ઝાડઆડ સંતાયલા માણસે, ઇશારાથી પૂછ્યું. કેમ છે? શીદા અલીએ કંઇ પણ ઉત્તર ન આપતાં, આગળ ચાલવા માંડ્યું. આથી તે માણસે બહાર આવી તેનો રસ્તો રોક્યો. કેમ શીદાઅલી, જવાબ સામે આપતો નથી? તરવાર આગળ કરતાં તેણે પૂછ્યું. તૈમુર મને

અટકાવીશ નહી. તારૂં કંઇ હવે વળનાર નથી, એક ધક્કાથી, પોતાના રસ્તામાંથી લાંબે કરી, ફીદાઅલીએ જણાવ્યું. આથી તો કાસમ અને ફીદાઅલી ઉપર, તૈમુરની બરાડથી વીશેક માણસ ધસી આવ્યાં. મહમદ, તથા સલાબત જંગ, ખુલ્લી શમશેર સાથે કાસમપર ધશ્યા. ફીદાઅલી કાસમનો મદદગાર બન્યો. તે પોતાની શમશેરથી દુશમનોનો વિધ્વંસ કરવા લાગ્યો. કાસમ પણ કાંઇ બેસી રહ્યો નહોતો. છતાં, ફીદાઅલીનું આ વખતનું શૌર્ય જોઇ, તે બહુ ખુશી થયો. તૈમુર મહમદ, અને સલાબતજંગ, એ ત્રણેને ફીદાઅલી પૂરો પડયો. આ વખતે બેઉ તરફથી બે માણસ, તેમની મદદે ધસી આવ્યા. જેમાંનો એક તો કાસમના તંબુ પાસે છુપાયલો હતો. અને બીજો આંબા વાડીયામાંથી ધસી આવનાર યુવાન હતો. જોત જોતામાં આંબા વાડીયાવાળા યુવાને, સલાબત જંગ, તથા મહમદને ઘાયલ કરી જમીનપર સૂવાડયા. અને છાવણી તરફથી ધસી આવનાર

માણુસે, તૈમુરને ગરદનમાંથી પકડી સજ્જડ પ-છાડયો. તરતજ બીજા સિપાઇઓ પોતાના હથીયાર ફેંકી દઇ તેને પગે પડયા. કોણ નામવર સુલતાન, ફીદાઅલી અને કાસમ સાથેજ બોલી ઉઠયા. શાહ તેમની પાસે આવ્યો. અને, ફીદાઅલી તરફ ફરી બોલ્યો. તેં કરેલી ઠગાઇ બદલ, આવતી કાલે તુ ફાંસીને લાકડે લટકનાર હતો. પણ ત્યાર બાદ, તેં જે ચાલ ચલાવી છે. તે બદલ ખરેખર હું ઘણો ખુશી થયો છું. આ પ્રમાણે કહી તે કાસમને ભેટયો. મારા તરફની તારી સાચી વફા-દારી માટે મને ઘણો આનંદ પેદા થયો છે. શાહે હર્ષથી હસતાં જણાવ્યું. મારા નામદાર સહેનશાહ આપે આ અણીને વખતે મને બચાવી લીધો છે. તો આ શીર હવે તમારૂંજ છે. ખુ-શીમાં આવે ત્યારે માગી લેજો. આપ તેના મુ-ખ્તયાર છો. કાસમે આનદ સહ જણાવ્યું. બાબર હવે. આંબા વાડીયામાંથી ધસી આવનાર યુવાન તરફ ફર્યો. ત્રણે જણ અતિ આશ્ચર્યથી તેના

તરફ જોઈ રહ્યા. કારણ કે, તેમની મદદે ધસી આવનાર રજપુત હતો. એ હીંમતવાન પુરૂષ તેં શા ઇરાદે કાસમને મદદ કરી છે? મદદ આપનાર યુવાનને પુછ્યું. અહા! તેજ એ, મોગલ વેશે છાવણીમાં દાખલ થઇ; હજારો સીપાઈઓને કાપી નદીમાં ગુમ થનાર પુરૂષ છે, ફીદાઅલીએ કાસમના કાનમાં કહ્યું. વિપત્તીમાં આવી પડનારને મદદ કરી પાપીઓનો નાશ કરવો, એ રજપુતોનો ધર્મ છે અને તેથીજ મેં મદદ કરી છે, તે સિવાય મને વધારેની ઇચ્છા નથી. રજપુત યુવાને જણાવ્યું. પણ, તમે અહીં શા ઇરાદાથી આવ્યા હતા? બાબરે ફરી પુછ્યું. ઇરાદો ફક્ત, તમારૂં લશ્કર કેટલું છે તે જોવાનો હતો. રજપુતે જણાવ્યું. ઓ શાહાસીક પુરૂષ તું ખરેખર હીમતવાન છે. મને તમારૂં નામ જણાવશો? બાબરે આતુરતાથી પૂછ્યું. કેદારસીંગ યુવાન રજપુતે પોતાનું નામ જાહેર કર્યું. સંગના માનીતા સેનાપતિ પોતે? કાસમે પુછ્યું. હા, હું તેજ છું. થોડીવારમાં તે બધાની રજા લઇ, પાછો કમાનમાંથી છુટેલા તીર પેરે, આંબા વાડીયામાં, ગુમ થઇ ગયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## ભત્રાણી.



સવારની સીતળ પવનની લહેરોમાં, જ્યારે સૂર્ય કીરણોની ઝાઝી અસર થઇ શકતી નહોતી. પક્ષીઓ ગગન માર્ગે કીલબીલાટ કરતાં ઊડતાં હતાં. આંબાના ઝાંડ ઓથે સતાવલી શામ રંગની મધુર અવાજ વાળી કોયલ ટૌકારા કરતી હતી. મધુર મેના માનમાં રહી કોઇ વખત બોલતી જણાતી હતી. કર્કશ શબ્દવાળા કાગડાના અવાજથી, કાનના પાક ઉઘડતા હતા. જ્યારે એક ગંભીર વડના ઘટાદાર ઝાડ તળે બેસી, એક તરૂણ પુરૂષ, પોતાના નાજુક હસ્તમાં એક પત્રીકા પકડી, ચપળ આંખોથી રહસ્યમાં ઉતરતા શબ્દો, મધુર કંઠથી પ્રસરાવતો નજર આવતો હતો.

## તોટક.

અહા પતિ આવો મુજને મળવા,
બાથ બીડાવી તન દુ:ખ તજવા;
વિરહ ઘેલી આ દુખીયારી રામા,
ભજતી રહી છબી રાખી મનમાં.

નયનો વિરહે તલપીજ રહ્યા,
નાથ દસ દિસે ઝળકીજ રહ્યા;
રણુ ધીર પ્રભુ રણુ ક્ષેત્ર ગયા,
ટળવળતી મુને મુકીજ ગયા.

કિર્તિ વરવા પ્રભુ ઈચ્છાજ કરો,
વિરહીણી દાસીનો હાથજ ધરો;
રખે, આવીશ હું રણુ જંગમહી,
કિર્તિવરતા અટકાવીશ નહી.

તે પહેલાં જો છોડી જાશોજ મને,
તો સંગ આવીશ હું સતી થઈને;
કિર્તિ શોકયને તો મળતીજ રહી,
આવીશ જરૂર તમહરત મહીં.

નાથ શુરવીર છો, તમને વધુ કહેવું પડે તેમ નથી. પણ મરતા સુધી પાછી પુઠ બતલાવશો નહી. મારૂં એટલુંજ કહેવું છે, હું તમારી દાસી-છું. આ પ્રમાણે બોલનાર પુરૂષ પોશાખમાં સજ્જ ચપલી સ્ત્રી ઉભી થઇ. અરે પણ આજે હું આ-મ ઘેલી કેમ થઈ છું! ખરેજ! મને તેમનો ભાસ થયો હતો. તેટલામાં હું આટલું બધું બોલી! મને મારૂ આશ્ચર્ય લાગે છે. આ પ્રમાણે બોલી સુંદર ક્ષત્રાણી ઝાડ પાસે આંટા દેવા લાગી. કમરમાં ભેરવેલી તેજ શમશેરને નીહાળી જોવા લાગી. સબુરકર, એક ડગ આગળ ભરશે તો અમારી તરવારોનો ભોગ થશે. બાજુની ઝાડીમાંથી આવેલા આ શબ્દે, યુવતી પોતાના વિચારથી જાગ્રત થઇ તે તરફ જોવા લાગી. તો તેણે શું જોયું? એક યુવાન મોગલ સુમારે દસ બાર લું-ટારૂઓથી ઘેરાઇ ગયો હતો. ચાલાક ક્ષત્રાણી તેના તરફ તાકી રહી બોલી, અહા! સ્ત્રીની મદદે ક્ષત્રાણીએ જવુંજ જોઇએ, પોતાની બાજુમાં

ઉભેલ ઘોડા ઉપર એકજ કુદકે બેસી મોગલ મદદે ધસી ગઇ. રજપુતાણીએ રંગ રાખ્યો, લુંટારા તેણીને ખુલ્લી તરવારે ધસી આવતી જોઇ, આભા બની ગયા. મોગલને પણ જરા હીંમત આવી, એટલામાં લુંટારૂના કાફલામાંથી એક જણુ આવી બોલ્યો, ઓહો! ઇબ્રાહીમની ચાહેલી કુરસાં? આ પ્રમાણે તે પોતાનું વાકય પુરૂં કરી રહ્યો નહી, તેટલામાંતો તેનો સરદાર ત્યાં આવી ઉભો રહ્યો. સીદીક એ કોણ છે? સરદારે ભપકાથી પુછ્યું. જીસાહેબ એતો આપણા દોલતખાંનની ભાણેજ છે. સીદીકે કરડાકીથી મોગલ પોશાકમાં સજ થયલી કુરસાં તરફ જોતાં જણાવ્યું. શું? આ તૈમુરના દુશ્મન કાસમની ચાહેલી અને ચહવાયલી નાજનીન! તૈમુરે આશ્ચર્યતાથી જણાવ્યું. મારી ખુલ ખુલ હું તમનેજ શોધતો હતો. માટે હવે હથીયાર છોડી દઇ છાનામાનાં તાબે થાઓ; નહી તો હેરાન ગતી ભોગવવી પડશે. કુરસાંએ તૈમુરને કંઇ પણ જવાબ આપ્યો નહી. તેણીએ

તરવાર ખેંચી પણ હાથ સ્થિર થઇ ગયા. સર-
દાર તૈમુર હવે ક્ષત્રાણી તરફ ફર્યો. અય યુવાન
રજપુત તારા જાનની ખુવારી શા માટે કરી લે
છે? જા તારે માટે રસ્તો ખુલ્લો છે. બાબરના
શત્રુઓનું લોહી મારી શમશેરવતે રેડવા હું ખુ-
શી નથી. ક્ષત્રાણી એક પણ અક્ષર બોલી નહી.
આભી બનેલ કુરસાં તરફ નજર કરી થોડીવાર
જોઇ રહી, પણ યાદ આવતાં તરત તલવાર ફેર-
વતી, ચંડીકા પેઠે લુંટારૂઓનો સંહાર કરવા
ધસી ગઇ. રણજંગમાં ગયેલ પતીને પુઠ ન બ-
તાવવા સુચવતી રમણી, શુરાતન રસ ઘુંટડે
ઘુંટડે પીવા લાગી. તેણીએ શમશેર સ્વાદથી
એકાદ બેનેતો જાણીતા પણ કર્યાં. છતાં યુવતીનો
બાંધેલ ફેંટો માથેથી ખસી ગયો; જેથી, ચકચકીત
નરમ રેશમ જેવા કેસનો અંબોડો છુટો થઇ
ઘોડાની પોઠપર પથરાઇ ગયો. મુસલમાનો આ-
શ્ચર્ય પામ્યા. તૈમુરને આ જોઇ નવું શુર ચઢયું.
તે જબરા ધસારાથી, પોતાના માણસોને ઉશ્કેરી

બન્ને ઉપર ધસ્યો. ક્ષત્રાણીએ આશા છોડી જીવ-પર આદરી લડવા માંડયું. પણ તૈમુરના જબરા આચકાથી તેણી ઘોડાપરથી ગબડી ગઈ, કુરસાં ધભરાઇ સીદીકના હાથમાં પકડાઈ ગઈ. પણ ક્ષત્રાણી તે ક્ષત્રાણી, અતી ચપળતાથી ઉઠી સી-દીકના ઘોડાની રેન પકડી તેને તરવારના એકજ જરબે, જમીનપર નાંખ્યો. કુરસાં છુટી થઇ; પણ, તૈમુર આડ આવ્યો, ક્ષત્રાણી ચોપાસથી ઘેરાઇ, તરવાર મુઠમાંથી ભાગી ગઇ, આ તકનો લાભ લઇ એક લુંટારાએ આગળ આવી ક્ષત્રાણીને પકડવા હાથ લંબાવ્યા, પણ ચાલાક ચકોરીએ તેની દાઢી પકડી જમીનપર પછાડયો. બાદ એક છલંગ મારી બાજુમાં આવેલ વડની ડાળ પકડી સ્વરક્ષણાર્થે ઉપર ચઢી ગઇ. કુરસાં ફરીવારની ધ-ભરાઈ નાસવા લાગી, પણ ઘોડાપરથી ગબડી પડી; કે તરત તમુરે દાવ સાધ્યો. રજપુતાણીથી આ ન સહેવાયું. એક જબરી કીલકારી સાથે તેણી તૈમુર ઉપર તુટી પડી આથી તે આઘો ખસ્યો,

છતાં ઉઘાડી શમશેરથી, હથીયાર વિનાની આ રજપુતાણીને મારી નાંખવા તે ધસ્યો. પણ લગભગ ધસી આવેલા એક ઘોડેશ્વારે તેને અધવચ અટકાવી દીધો. કોણ કેદારસીંગ! પાછો અહીંઆ ગળ ! તૈમુર સામો થઇ બોલ્યો. હા ચંડાળ મોગલ બાબરના હાથમાંથી બચ્યો, પણ આજે આ રજપુતના હાથમાંથી બચવો મુશ્કેલ સમજ્યો ? કેદારે જણાવ્યું. તૈમુર પોતાના માણસોને ઉશકેરી તેના ઉપર ધસ્યો, પણ વીરની વીરતાથી તથા, ચંડીકાના ખડગ જેવી, ક્ષત્રાણીએ નવીન સાંહેલી તરવારથી. તૈમુરના બધા માણસો સ્વધામ પોચી ગયા. છેવટે બંન્ને વીરોની તરવારો સામ સામી અથડાઇ, તૈમુરજનુની બન્યો; પણ કેદારે તેનો શીરચ્છેદ કરી શાંત કરી દીધો. ક્ષત્રાણી આ વખતે, પોતાના હાથમાંની સમશેર ફેંકી દઈ ધસીને કેદારને વળગી પડી, કોણ પ્રીય પનધારી આટલાજ અક્ષરો અચાનક તેના મુખમાંથી નીકળી પડયા.

# પ્રકરણ ૧૧ મું.

## સુરવીર સંગ.



ઈતીહાસ પ્રસિદ્ધ, ફતેપુર સીક્રીના રણમાં, ઇ. સ. ૧૫૨૭ માં બાબર અને સંગ વચ્ચે થયલી લડાઇનો ભાગ, આ પ્રકરણની શુરૂઆતથીજ વર્ણવવામાં આવ્યો છે. કાસમ ભયમાંથી જે દીવસે છુટયો, તેજ અઠવાડીયામાં સંગે રણજંગ ઉઠાવ્યો. રજપુતોની તરવારો સુર્ય કીરણથી, વીદ્યુત પેઠે ચલકવા લાગી. લાંબો પંથ કાપ્યા પછી થોડોક આરામ લીધા બાદ, સંગબાબર સાથ જોડાયો. સવારની ખુશકારક પવનની લહેરોમાં, રજપૂતો પોતાનું બળ અજમાવવા તૈયાર થયા. બંન્ને લસ્કરોથી જમનાની બે તીરો શોભવા લાગી. આથી, જળમાં તેમની છબીઓનું ચીતાર કામ

થયેલું જણાતું હતું. પાણી સુસવાટ બંધ વહેતું હતું. અત્યારે જે જમનાજળ નિર્મળ કાચ જેવું જણાતું હતું; તે થોડોવાર પછી કેવો રંગ બદલશે તે કહી શકાય તેમ નહોતું. પવિત્ર જમના મોગલોના પાદ સ્પર્શથી અપવીત્ર થાય, તે પહેલાં એક હોડી સડસડાટ કરતી પેલા કીનારાપર જતી જણાઈ.

યાહોમ હરહર મહાદેવની ગર્જના સાથે, હથીયાર બંધ રજપુતો. મોટા જથામાં નદીમાં કુદી પડતા જણાયા. એકજ લહેજામા સુરજોર સંગ ભારે સમશેર સાથે, બાબરના દળમાં ઘુસતાં. પોંતાના સિપાઈઓને ઉદ્દેશી બોલ્યો " મારા બાહાદુરો શું જુઓ છો, તમારી તરસી તલવરને મોગલ લોહીથી શાંત કરો, નહીતો તમારી બહાદુરીને એબ લાગશે. દોડો શું જુઓછો તેમના તુકડે તુકડા કરી નાંખો, મારો કાપો સંગના આ બાલણુથી સુરપર ચઢેલા રજપુતો મોગલોપર તુટી પડ્યા. શાબાસ છે કેદારસીંગ, વાહરે વાહ, આનું નામ તે ખરો વીર, હજારો મોગલોનો સા-

યગો કરતો, ઘેટાંના ટોળામાં કેશરી પેઠે શોભતો કેદાર તે કેદાર, બહાદુર તે આનું નામ, જીવની જેને લેશ પણ ચીંતા નથી. મોગલોનો જેને જરા પણ ભય નથી. તેવા આપણા નાયક સામે આ ઉઘાડે માથે કોણ ધસ્યો આવે છે? સરખે સરખી જોડ મળી ખરી, કાસમને કેદાર બન્નેના તરવારો સામ સામી અથડી. પણ પુરૂષ પોશાખ માં સજ થયલી યુવતી પનીયારી તથા કુરસાંના વચ્ચે પડવાથી, બન્ને એક મેકને છોડી બીજી બાજુ ઉતરી પડયા. જ્યારે જતી વખત કાસમે કેદારને તલવારથી સલામતી લેતાં જણાવ્યું. મને અણીને વખતે મદદ કરી, તથા મારી સુકુમાર કુરસાંને પણ બચાવી છે; જેથી હું તમારા ઉપર મારી શમશેર ચલાવી શકતો નથી. કાસમ આ પ્રમાણે બોલી તને છોડી ગયો. કેદાર યુદ્ધમાં એટલો બધો નિમગ્ન થયો હતો કે, તે તેને કંઇ પણ ઊતર આપી શક્યો નહી; છતાં, તેની ક્રોધા-ગ્નિથી રક્તવર્ણી બનેલી આંખો, ચપળતાથી ચો-

ગરદમ મોગલોપર ફરવા લાગી. દહીઆડ થતા મોગલોને તે ઘાસ પેરે કાપવા લાગ્યો તેમજ સંગે રંગ જમાવ્યો, દુશ્મનોને તે કાળ જેવો દેખાવા લાગ્યો. તેની લાંબી ભારે શમશેરથી શત્રુ સૈન્યમાં ભંગાણુ પડવા માંડયું. દોલતખાં તેને અટકાવવા આગળ ધસી આવ્યો. પણ તે તેને અટકાવી ન શકયો. થોડીક ઝપાઝપી થતાં તો સંગે તેનું મસ્તક ધડથી જુદું કરી નાંખ્યું. વિરની હાક વાગી, મોગલો નાસ ભાગ કરવા લાગ્યા, કાસમ દોલતખાંનું વેર લેવા ધાયો; પણ તે ત્યાં પહોંચે તેટલામાં તો, આ સીક્રિના રણમાં મોગલ મસ્તકની વીક્રી થવા લાગી. પોતાની નજરો પાસે સંગને મોગલોનો સંહાર કરતો જોઇ, અતિ ક્રોધથી બાબર પોતાના હોઠ કરડવા લાગ્યો. સીક્રી નારણમાં સંગ જીતી જશે કે શું! મૌલા રજપુતો શું કરવા માગે છે! મોગલોનો આજે નિર્મુળ નાશ થશે કે શું! મારે હીંદુસ્તાન છોડી દેવું પડશે કે શુ! આ પ્રમાણે વિચાર કરી તે ઉઘાડે

માથે રણમાં દોડવા લાગ્યો. નાશી જતા લશ્કરને દોડી દોડી અટકાવવા લાગ્યો. પણ મોગલ દળ વચ્ચે ઉભેલ કેહારને જોઇ તે ક્ષોભ પામ્યો. આખરે અતી ખીજવાટથી તે સંગ સામે ધસ્યો. અફસોસ સંગની ભારે તલવારનો એકજ જખ્મ ઢાલપર ઝીલતાં તેનો ડાબો હાથ મચકોડાઇ ગયો. આથી તે સંગના તેજમાં ડગાવા લાગ્યો. સંગની નાગ જીભ જેવી લોહીથી ટપકતી શમશેર તેનો જીવ લેવા ઉંચકાઇ ઊંચી થઇ. આખરે જીવની આશા છોડી, પણ તે બચ્યો, તેની પ્રાર્થના સાંભળી અલ્લાએ તેની મદદે એક વિર પુરૂષ મોકલ્યો, જેથી સંગની તરવારનો ઘા તેની ઢાલપર ઝીલાયો; આખર ખસી ગયો. કાસમને જોઈ બીજા સરદારો પણ ત્યાં આવી પહોંચ્યા. લશ્કરમાં નવું શુર ચઢયું. કાસમ ફાવ્યો, રણભુમીનો રંગ ફેરવાયો, જેથી જીતની બાજી મોગલો તરફ તણાતી જણાવા લાગી. સંગને ઘેરામાંથી બહાર કાઢવા મદદે જતા રજપુતોને

બાબરના લશ્કરના મોટા ભાગે અટકાવી દીધા. છતાં એક વિર પુરૂષ અભીમન્યુ જેવું પરાક્રમ કરી, મોગલોને બાજુ કરતો, સંગની મદદે ખુલ્લી તરવારે ધસ્યો જતો જણાયો. આ વિર બહાદુર કેદારસીંગજ હતો. સાતમા કોઠા રૂપ સંગ પાસે જવા તે ઉતાવળો બની ગયો હતો. જ્યારે જય-દ્રથ જેવા બાબરના સરદારો, અભીમન્યુરૂપ કેદાર સિવાય બધાને અટકાવી ઉભા રહ્યા. પણ. વી-રતે આનું નામ ! માર માર કરતો, થોડીવારમાં બીમ બળથી લડતા સંગ પાસે તે આવી પહો-ચ્યો. બન્ને જણે એકઠા મળતાં, છુટે હાથે તર-વાર ચોપાસ ફેરવવા માંડી, મોગલોને ચપોચપ રણમાં સુવાડવા માંડયા. કાસમને કેદારે વાસીત બનાવ્યો; બાબરને એક જબરો આંચકો માર્યો; અને જોત જોતામાં સંગને લઈ તે લશ્કર ભેદી પાર નીકળી ગયો. મોગલો પાછળ ધાયા. પણ, કેદાર તથા સંગના આવતા તીરોથી તેઓ વિંધાઇ જમીનપર પડવા લાગ્યા. પનીયારી તે-

ઓની મદદગાર બની, બન્નેને ઘોડા આપી નમન કર્યું, સંગે તેણીને સાથે લીધી. ક્ષાત્રકુળ તીલક મહારાણાએ, એક રણવાદ ફુંક્યું. રજપુતો મસ્તાન બન્યા. આંખના પલકારા સમેત આ ગાફલ બનેલ મોગલોને પાછળ હઠાવી પોતાના માનીતા રાણા પાસે આવી પહોંચ્યા. રજપુતોની તલવારોએ યથેચ્છ રક્તપાન કર્યું હતું. સુરા સામંતો તો લોહીમાં નાહી પ્રફુલીત બન્યા હતા. આ પ્રમાણે મોગલોનો નાશ કરી તેમને આશ્ચર્યમાં ગરકાવ કરી, સંગ સપાટા બંધ પાણીના રેલા માફક, કમાનમાંથી છુટેલા તીર પેઠે, ચાલ્યો ગયો. વીર છટક્યો તો ખરો પણ ઘણો નાશ કરી રજપુતોને સહી સલામત લઈ ગયો. આ જોઈ બાબરનું હૃદય ચીરાય તેમાં શું નવાઇ! સંગનો રંગ જોઇ દંગ થયેલો બાબર માથું ખંજવાળ તો ત્યાંનો ત્યાં ઉભો રહ્યો.

---

# પ્રકરણ ૧૨ મું.



## વ્હેમીવમળ.



પીતાના મૃત્યુથી શોક ગ્રસ્ત થયેલી પુત્રી, કાસમના અનહદ પ્રેમથી તથા, શીદીઅલીના સહવાસથી, ધીરે ધીરે આનંદ સાગરમાં તણાતી હતી. કુરસાં શીદીઅલી સાથે દીયરતરીકે બોલતી, છુટથી વાતો કરતી, રમત ગમતમાં દીવસ પસાર કરતી, આથી પ્રેમી વ્હેમી બન્યો; કુરસાં તેની તરફ બેદરકાર રહી. એક રળીયામણી સાંજે કે જ્યારે, પંખીયો ચોપાસથી ગગન માર્ગને ભેદી જતાં જોવામાં આવતાં હતાં, ધીમે ધીમે અંધારૂ થવા આવ્યું હતું, તે વખતે આભમાંથી ટોળે ટોળાં પોતપોતાના માળાપર જવા ઉતરી પડ્યાં. તેમનું

બોલવું, બેસવું તથા એક ઝાડપરથી બીજા પર જવું, જેથી ઉપજતો કીલબીલાટ કાનને મીઠાસ ઉપજાવે તેવો હતો આ વખતે, કોકીલ કંઠી કુરસાંનો સુર સારંગી સાથે મળી ગયો હતો, પ્રેમનું મધુરૂં ગાયન ચાલતું હતું, ફીદાઅલી તેથી ખુશ ખુશ થઇ વારે વારે વાહ વાહના પોકાર મારતો હતો. આથી લલીત મય લલના વધારે ખીલતી જણાતી હતી.

---

પ્યાર જે સુખકારી,
નેત્ર અતિધાકારી;
જો હોય સતી નારી,
રીઝાવે પતી પ્યારી.
જે સદગુણી સારી,
સોભાવે પતી નારી;
મોહાવે પ્રેમી પ્યારે,
કામ તણી કટારે.

* * * *

દીવાનખાનામાં ગોઠવેલી મેજ ઉપર, તબકડીમાં પડેલા ફુલોની સુવાસીકતામાં આ રમણીનો મધુર સ્વર ચોપાસ ફેલાતો હોવાથી, અધીક તર રમણીયતા લાગતી હતી. કુરસાંની ચપળ આંગળીઓ અતી ઝડપથી સતારપર ગાયન પુરૂં થયા છતાં, ફર્યાં કરતી હતી. વાહરે વાહ, આજે મારા કાન તમારા મધુર સ્વરથી અધીક પવીત્ર થયા છે. તમારો સુર મોટ મોટા ઉસ્તાદોનું વિસ્મરણ કરાવે છે. જો કે હું આ ગુર્જર ભાષા બરોબર સમજી શકતો નથી, છતાં તમારા બોલવાની મીઠાસથી, મારૂં મન બહુ પ્રફુલીત થયું છે. તેણી આથી તો અધીકજ ખીલી. સારંગી સજ કરી. રીદાઅલીએ માનથી એક પાનનું બીડું તેણીના હાથમાં આપ્યું. સુંદરીએ ખધું સારંગીનો તાર તુટયો. રમણી ચમકી દાદર ખખડયો. રીદાઅલી ઉભો થયો. જુઓને બાઈ હજુ તમારા મિત્ર કેમ આવ્યા નહી, રાત બહુ ગઈ છે.

બાબી ફીકર ન કરશો હમણાં તપાસ કરીને આ-વું છું. ફીદાઅલી રમણીને ધીરજ આપી વિદાય થયો. પણ કુરસાંને ચેન પડયું નહી. તેણી દીવા-નખામાં હેરા ફેરા કરવા લાગી. તેણી થોડી વારે બારી પાસે ગઇ બહાર નજર કરી તો ફીદાઅ-લી જતો જણાયો, પણ તેટલામાં દાદર ખખડયો, તેણી પાછી ફરી, હરીણાક્ષી હર્ષ ઘેલી બની. કા-સમ ઉપર આવ્યો. પણ રોજના નીયમ પ્રમાણે તે તેણી સાથે એક પણ અક્ષર બોલ્યો નહી. આ-થી કુરસાં કંઇક ખેદ પામી. કાસમઅલી કપડા કાઢી બાજુપર પડેલી આરામખુરશી ઉપર બેઠો આ વખતે તેની આંખ અગ્ની જેવી દેખાતી હતી. ભવાં વારે વારે ઉંચા ચઢતાં હતાં, મુખપર રતાસ છાઇ રહી હતી, શરીર ક્રોધથી કંપતું હતું. પ્રેમી વ્હેમી બનેલો જણાતો હતો. કુરસાં ઉદાસ મુખે અપમાન થયું જાણી ઝળઝળીયાં વાળી આં-ખે, કાસમ પાસે જતાં મન સાથે બબડી. આજે આ આમ કેમ જણાય છે ! તેણી ગમગીનીમાં

ગર્ક થઈ લથડતે પગે કાસમને ભેટી પડી. વ્હાલા વ્હાલા આંજે આમ શા માટે ? આટલું બોલતાં તો તેણીની આંખમાંથી નવધાર આંસું સરી પડવા લાગ્યાં. પ્રિય કાસમ તમે બોલતા કેમ નથી ? આજ તમને વખત કેમ થયો ? ડુસકાં ભરતી કુરસાં, કાસમની ગરદન આસપાસ પોતાના નાજુક કર વીંટાળી બોલી. દુર રહે દુર, ચંડાળણી તારા એ ખોટા પ્યારમાં કાસમ વધુ અંધ બની ખેંચાવાનો નથી. એકજ ધકકાથી તેણીને જમીનપર પાડી નાંખતા કાસમે ગુસ્સાથી જણાવ્યું. પ્રિય પ્રિય આવી શંકા લાવવાનું તમને કારણ પણ શું મળ્યું ? અર્ધઘેલી બનેલ કુરસાંએ આક્રંદ કરતાં જણાવ્યું. પ્યારા કાસમ તમારા આ બોલવાનો અર્થ હું સમજી શકતી નથી. તેણી તેના પગ પકડી બોલી. અહા! કુલટા તું કયાંથી સમજે ! ફીદાઅલીના પ્યારમાં મસ્ત બનેલ માનુની તું તે કયાંથી સમજે ! પણ જા, નીકળ અહીંથી દુર જતી રહે, તારૂં સ્યા-

મ મુખ જોવા ઇચ્છતો નથી. હું દીવાનો બન્યો છું. હા ! તું જા તને જોઇ મારા શરીરમાંનું લોહી વધુ ઉકળે છે. એકજ લાતથી તેણીને જમીનપર પટકી પોતાના હોઠ ક્રોધથી કરડતાં કાસમે જણાવ્યું. કુરસાં કુરસાં આજે બીમારી ભાગ્ય હીણી બની હતી. પરણતાં પહેલાં તેનો સૌભાગ્ય રવી વ્હેમી થયેલો જણાયો, તેણી નીરાશ થઇ પગે પડવા લાગી. હું અભાગણીની દયા લાવો, કૃપા કરો, કૃપા કરો, એવો ખોટો વહેમ ભાઇ જેવા ફીદાયલી બદલ ન લાવો, ન લાવો, હાય મારૂં નસીબ ફુટી ગયું છે. કુરસાં તેને પગે પડી બોલી. મારાપર કલંક ન મુકો હું મરી જઇશ, એવું ખોટું આળ ચઢાવવા પહેલાં, તમારી શમશેરથી મારા કુકડેકુકડા કરી નાંખો, તેણી ડુસકાં ભરતી અશ્રુ સહીત બોલી. શું તું મારી સામે પણ ફીદાઅલીનો બચાવ કરવા તૈયાર થઇ છે? મારી શમશેર તારાપર ચલાવવા કહી મને બોળવવા માગે છે ? જા જા, ઓ પાપીણી કુરસાં

મારી સુદ્ધ હવે ઠેકાણે આવી છે. હું તારા તથા હીદાઅલીના લોહીનો તરસ્યો થયો છું. શું તમે બંન્ને મારા આશ્રા નીચે રહી મનેજ ઠગવા માગો છો ? હટ દુર થા અંહીથી. કાસમે આટલું બોલતાં તો કુરસાંનો નાજુક બાહુ પકડી, ઉચકી ઊચી કરી ભીંત સાથે પછાડી, જેથી તેણીનું માથું ફુટયું, લોહીની ધાર વહેવા લાગી, આથી અભાગણી કુરસાં બેભાન બની ગઇ. ક્રોધી કાસમે દીવાલપરની ખુંટીયે લટકતી તરવાર હાથમાં લીધી, અતિ જુસ્સા સાથે તે કુરસાં તરફ ધસી ગયો. આ વખતની તેણીની પવિત્ર મુર્તિ જોઇ તેનો પ્યાર પાછો જાગૃત થયો. હાથમાંની તલવાર જમીન પર પડી ગઇ, થોડોવાર સુધી તે કુરસાં તરફ જોઇ રહ્યો બેભાન બનેલી પોતાની માશુકને તેણીના આશકે એક પ્રેમ ભર્યું ચુંબન લીધું. તે પાછો હઠયો, ખુરસીપર પડયો, જ્યાં તે વીચાર લહરીયોમાં અથડાવા લાગ્યો. શું ઓ ! સુંદરતાની દેવી કુરસાં તારા રક્તમાં મારા હાથ રંગુ ! મા-

રી તલવારને તારા લોહીથી તૃપ્ત કરૂં ! નાના, યૌવનવનમાં ખીલતા આ ખુશકારી ગુલાબને, મારા હાથથી કચડતાં મારો જીવ નહો ચાલે. તે ઉભો થયો. શા માટે નહી ! આ પાપીણીનો જીવ લેવો એજ રાસ્ત છે. તેણી તરફ તે ધસ્યો, તરવાર લીધી પણ ઉગામી શક્યો નહી, જેથી, તેની અણી જમીનપર ટેકવી થોડી વાર કુરસાં તરફ જોઈ રહ્યો. તેણીનો સફેત પોષાખ, આ વખતે માથામાંથી નીકળતા લોહીથી ખરડાયો હતો. કાસમે પહેરેલું પહેરણ થોડુંઘણું લોહીવાળું બન્યું હતું. કુરસાંની નીર્મળ કલંક વગરની શુદ્ધ કાન્તિએ તેને અટકાવ્યો. અહા ! એ સુંદરી રત્ન, કર્ત્તાએ તારામાં શું કારીગીરી કરી છે ! તારો આ શમશેરથી નાશ કર્યા પછી, તને હું ક્યાં જોઇશ ! અહા ! પણ અફસોસ; તું કાસમને લાયકની નથી. કલંકીત કુરસાં, તારા હૃદયમાં આ શમશેર ખોશાવીજ જોઇએ. કાસમની ચાહેલી અને ચહવાયલી કુરસાં, તને બીજા સાથે મજા

ભાગ્યતી જોવા તેની આંખો અશક્ત છે. અહા ! આ બહાદુર તે સહન કરી શકનાર નથી. સુરવીરોનું લોહી પી તૃપ્ત થયેલી મારી વીજળી શમશેર, તારા સિવાય આ કલંકીત સ્ત્રીને કોઇ પાવન કરી શકનાર નથી. આ પ્રમાણે બોલી થોડીવાર તે તરવાર તરફ જોઇ રહ્યો. જારીણી કુલટા, લે, તારા કૃત્યનો યોગ્ય બદલો આ છે. તે આટલું બોલતાં તેણી તરફ ધસી ગયો. વીજળીની ઝડપે કાસમની શમશેર ફુરસાંની છાતીમાં ખોસાઇ. તેણી ઉપર તે બાદ ત્રણ ઘા કર્યા છતાં, કાસમ શાંત થયો નહી. શમશેરપર ચોંટેલા લોહીમાં, તેણે પોતાનો હાથ અડકાડયો. હા ! ગરમ છે ! તારૂં લોહી મરતાં સુધી પણ ઠંડુ થયું નથી. તું મરી ગઇ નથી ! જીવે છે ! સખુરકર, ફીદાઅલીવાળું પાન આગલેથીજ ઊતારી શકી હતી કે? તે ફરી ધસ્યો, તેણીની હંસ જેવી ગરદનમાં તેજ શમરશેર ખોશી, પાછી ખેંચી. તેના વાળના ઝુલફા આગલી બાજુ પ્રસરી રહ્યાં હતાં,

કપાળપર લાલીમા છાઈ રહી હતી. કલંકીત તમને લી શમશેર દુરજા, તેં કલંકીત લોહી પીધું છે. આટલું બોલતાં તેણે શમશેરને દુર ફેંકી દીધી. પાપીણી, તારૂં બદન હવે શાંત થયું છે કેમ ? તને તેજ શીક્ષા યોગ્ય છે. કાસમ ફુરસાંના મૃત શરીર તરફ ફરી હાથની મુઠીઓ વાળતાં બોલ્યો. તું, તેજ શીક્ષાને પાત્ર છે. પણ ઓ વીજાઇ બાહુ! તું આજ આ પાપટણીના રકતથી કલકીત થયો છે. અફસોસ હું અભાગી છું. સુંદર ફુરસાં તેં મને તારા પ્યારને લાયક ન ગણ્યો ! અસો, નસીબ દેવી આજે મારી તરફેણમાં છે. મેં તારૂં તર્કટ પકડયું. પણ, મારૂં મન તારા લોહીને રેડી શાંત પડયું છે. કાસમ પલંગ તરફ ગયો. તેણે, તેને પણ કલંકીત ધારી વજ્રઘાતથી તોડી પાડયો; પછી દીવાનખાનામાં ચોફેર ફરવા લાગ્યો. પાપીણી, આમાંજ મુખ જોતી હતી કેમ ! આ પ્રમાણે બોલી સુંદર બીલોરી કાચના આરસાને, તેણે એકજ મુકીથી ફોડી નાંખ્યો. આ વખતે

દરવાજાની તરફ તેની પીઠ હતી. રીદાઅલી તેનું આ કૃત્ય જોઇ દીંગગની ઉભો હતો. કુરસાંની લાશ તરફ જોઈ તેની આંખમાંથી આંસુ સરી પડતાં હતાં. કાસમે મેજને ઉંચકી બારીએથી ફેંકી દીધું. કાચના વાસણો ભાંગીને ટુકડા થઈ ગયા. એક* કાકડી કરી લાકડી સામાનને એકઠું કરી સળગાવ્યું. વળી તે કુરસાંની લાસ તરફ ગયો. ચંડાળણી તનેતો છુંદીજ નાંખવી જોઇએ, હું જાણતો નહોતો કે સુંદર ખોળીયામાં સંતાયલી તું ઝેરી સર્પણી રૂપ છે. તને રીદાઅલી વહાલો લાગ્યો કેમ ? કાસમ તરવાર લેઈ તેના તરફ ધસ્યો. રીદાઅલી આડે આવ્યો. ખબરદાર. હું આમૃત શબપર એક પણ ઘા કરવા દેનાર નથી. આ અભાગી માટે, તમે આ પવિત્ર મુર્તિને દુનિયામાંથી નાબુદ કરી ? શરમ છે, શરમ, *તમારા આ બાહુબળને, શમશેરને એક અકલંકીત અબળાના રકતમાં ખરડતાં લાજ ન આવી મારી નજર સામે બેન કુરસાંની લાસપર એક પણ

ઘા કરવા* દેનાર નથી. ફીદાઅલ્લીએ ફુરસાંની લાસ પાસે ઉભા રહી મક્કમપણે જણાવ્યું. ફીદા-અલ્લી, ફીદાઅલ્લી, તારી વફાદારીનો બદલો હું નહી, પણ મારી શમશેરજ આપશે. કાસમ તેના ડીલપર ધસી ગયો. ફીદાઅલ્લીએ પોતાનું માથું નીચે નમાવ્યું. દોસ્ત તારે હાથે મરવાથી* હું વધારે ખુશી થઇશ. કાસમે તેના દીલમાં તરવા-રની અણી ખોસી. પણ પાછળથી એક સ્ત્રીએ તેનો હાથ ખેંચ્યો. કાસમ પાછો હઠયો. સખુર, ઓ સુરવીર મારા એ પ્રિયતમને મારવા પહેલાં મારા શીરને ધડથી જુદું કર. કાસમ આ સ્ત્રીના બોલવાંથી આભો બન્યો. કોણ? પ્રીય ખત્તી! અફસોસ મારૂં છેવટ આજેજ થવું જોઇએ. આ અભાગીને લીધે, પવિત્ર ફુરસાંને બળજબરીથી દુર કરવામાં આવી છે. તો, મારે કેવી રીતે જી-વવું? આ કલંક માથે હોરી લઈ લોકમાં ફરવા કરતાં મરવું દુરસ્ત લાગે છે. અરે! મારે મરવુંજ જોઇએ. મેં તને ચાહેલી છે, અને મારી અંતની

ઘડી સૂકી ચહાઈ છે. એટલુંજ જાણો તારે સં-
તોષ માન્યા સિવાય છુટકો નથી. મારી આશાનું
ઝાડ મુળીયામાંથી ઉખડી પડી ગયું છે. મનની
ધારેલી ઉમેદોનો નાશ થયો છે. તને પરણી
શકયો નથી, તે બદલ હું ઘણો દીલગીર છું. પણ
શું કરૂં! કુરસાં એન યોઓ હું આવું છું. તમે
મારે માટે ઘણું સહન કર્યું છે. હવે તે ખત્તી
તરફ ફર્યો, મહમદની હુરીયો હીબ અને—હૈદીને
લજાયમાન કરે તેવું, તેણીનું સ્વરૂપ જોઇ. ફીદા-
અલીની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. તે તેણીને
ભેટયો. એક ચુંબન લીધું. પ્રિય ખત્તિ તુંજ,
મારા મીત્રના પ્યારનો આવો ઉપયોગ, એક
ફક્ત મારા વ્હેમથી થયો. અને ફરી હું તને
પરણી સુખ ભોગવું તે કદાપી બનનાર નથી.
જા, પ્યારી ખત્તી છેલ્લી સલામ, છેલ્લી સલામ,
આટલું બોલતાં તેની તીણી કટારે તેનીજ છાતી-
માંથી પુષ્કળ લોહી પીધું, તરતજ જમીનપર
પડી તે તરફડવા લાગ્યો. ખત્તીથી આ ન સહે-

વાયું; કોમળ તરૂણો સોળ વરસની ભર જુવા-
નીમાં, ખરા પ્યારને માટે મરવા તૈયાર થઈ.
કાસમે પકડેલી તરવાર તેણીએ ઝુંટવી લીધો.
જોબન મદથી સીંચાતી આ નવલ વેલડી લય
પામી. સદાને માટે આ બહોળી દુનિયાનો ત્યાગ
કરી ચાલી ગઇ. કાસમની તરવાર બન્ને સ્ત્રીઓ-
ના રક્તથી ખરડાઇ. તરફડતો ફીદાઅલી મરતાં
મરતાં એકવાર ફરી જમીનપર પડેલી ખત્તી તરફ
ફર્યો. તેણીના ગુલાબી ગાલપર એક ચુંબન લઇ
વિદાય થયો. કાસમના વહેમનું વાદળ હવે વેરાયું.
કરેલા કૃત્યનો તેને પસ્તાવો થવા લાગ્યો. ફુરસાંનું
સબ ખોળામાં લઇ તે પોતાનું માથું કુટવા લા-
ગ્યો. થોડી વારે ત્યાંથી ઉઠયો. દીવાનખાના વચ્ચે
ભેરવેલું ઝુંમર તુટી પડયું. અને, આગ વધુ જો-
શમાં પ્રદીપ્ત થવા લાગી. તેની આશાનો દીવો
ઓલવાઇ ગયો. ઝુંમરના તુટવા સાથે તેનો ક્રોધ
જતો રહ્યો. આગના ફેલાવા સાથે દીલગીરીએ
વાસ કર્યો. ફીદાઅલીના સબ પાસે પડેલી કટાર

કાસમે સાહી. વીજળીવાળુ તેનોજ જીવ લેવા વિશાળ છાતી તરફ વળ્યો. તે ઘણો દીલગીર દેખાતો હતો. કુરસાં પ્યારી કુરસાં, મારા અપરાધની ક્ષમા કરજે, તને વગર વાંકે વ્હેમથી વીદાય કરી, હું અહીં રહેવા ઇચ્છતો નથી. પણ મારા કૃત્યનો જવાબ આપવા તે પરમ કૃપાળુ પરવર દેગાર પાસે આવું છું. યા અલ્લા હું પાપી છું. મોત સિવાય મારો છુટકો નથી, અંતઃકરણ મનેજ કરડે છે. સબુર ઓ દીલદાર કુરસાં હુ પણ તારી સાથેજ આવું છું. કાસમે કટાર છાતી સુધી લીધી. પણ, અચાનક તેનો હાથ અટકયો, પાછળ નજર કરી તો સુલતાન બાબરને દીઠો. તરતજ તે બે ભાન બની ગયો, બાબર તેને પોતાની ખાંધપર ઊંચકી બારી કુદાવી ચાલ્યો ગયો. તે પછી થોડાજ વખતમાં, આગે આ સુંદર ભુવનને બાળી રાખ કરી નાંખ્યું.

---

## પ્રકરણ ૧૩.



### ચંદેરી.



ઇ. સ. ૧૫૨૮ માં બાબર ચંદેરીના કિલ્લાને ઘેરો ઘાલી પડયો હતો. ચાલાક કેદારસીંગ રજપુતોને ઉશ્કેરતો જણાતો હતો. એક ચાલાક ઘોડેશ્વારને તેણે એક રાતે સંગને ખબર પોચાડવા માટે મોકલ્યો. આજે સવારમાં ઝઝકલું થતાં કેદાર આખી રાતનો થાકેલો હોવાથી, પોતાની પ્રિય પનીયારીને મળવા સ્વારોને ચોખવા કહી મહેલ તરફ ગયો. પણ જ્યાં મહેલ પાસે ગયો કે તરત, હાથમાં સતાર લઈ બારીમાં ઉભેલ પનીયારીએ ઉપરથીજ ઇશારત કરી નીચે થંભાવ્યો, કેદાર આથી કચવાયો, આનો ભાવાર્થ કંઇ પણ સમજી શકયો

નહી. છતાં સતારના સુરમાં ભેળાઇ આવતો મધુર અવાજ તે ધ્યાન દઇ સાંભળવા લાગ્યો.

---

ધરન વિષય આસ,
મરણનો થાય ભાસ;
રહી જગમાં ખટાસ,
છતાં છે જસે મીઠાસ.
અદ્‌ભૂત શોભે અંગ,
સરસ મીઠો છે રંગ:
ચઢો પતિ રણ જંગ,
લડો મોગલોની સંગ.
અજબ પી રણરસ,
કરોજી કિર્તિને વસ;
વધે તેથી જશ આજ.
ફતે ઝુંડો રોપો રાજ,

* * * * *

પ્રીય, હું રણમાંજ ચઢુ છું. છતાં તમારી

આજ્ઞા લેવા માટે આવ્યો તો તમારે મને અમ-થો બાળવો નહી જોઇએ. કેદારસીંગે ધીમેથી જ-ણાવ્યું. બાદ ખીસમાંથી એક કાગળ કાઢી, તે પર થોડીક લીટીઓ લખી પથ્થરના આધારે, પ-નિયારીવાળી બારીમાં ફેંકી, જવાબની રાહ ન જોતાં તે સપાટા બંધ ચાલ્યો ગયો. માનુની આથી મંદ બની ગઈ. તેના ગાત્ર શીથીલ થઇ ગયા, પણ થોડીવારે તેણી એકાએક હર્ષમાં આ-વી બોલી ઉઠી. મુરારીરને વધુ કહેવું પડે તેમ નથી. તેણીએ હવે કાગળ હાથમાં લીધો. બે ચારવાર વાંચી ગઈ આંખમાંના અશ્રુ સહિત તે-ણી ગાવા લાગી.

---

પ્રેમદા પ્રીતી ભરેલો રણ રસ પીશું આજરે,
પ્રીતીએ ભરેલ કિર્તીનું માથે મુકાવું તાજરે;
દેવો પાસે માગું ભવો ભવે રામાદીયો આજરે,
ભાગ્ય દશા ફરી માહારી સુખી થયોછું આજરે,

* * * * * * *  * * * * * * + *

બસબસ પ્રીયતમ તમારા જેવા નર વરને મારા જેવી અબળા વધુ શું કહી શકે? જાતેજ સુરવીર સાં સુરાતન ચઢાવાની શી જરૂર, ધન્ય છે, મારા નાથ, તમે તમારી માનાં કુખ આજે દીપાવી આપી છે, તેણી થોડોવાર ચુપ રહી, પણ સબુરતાજ પહેરાવાને માટે તમારી સાથેજ રહેવું જોઇએ, મને તમે મારે હાથે કીર્તિ તાજ મુકાવી કૃતાર્થ કરશો? હાહા હું આવું છું. આ પ્રમાણે બોલતી બાળા હાથમાં શમશેર પકડી આડો પદર લઇ રણજંગમાં જવા તૈયાર થઇ. કેદાર અતી શુરપર ચઢયો હતો, ચઢપરના રજપુતોને ઉશકેરી. ઘેરા ઘાલી પડેલ યવન દળપર તીરો તથા પથરાનો એક સરખો વરસાદ વરસાવતો હતો. તેવામાં, પનીયારી આવી ઉભી એટલે તો તે અધીકજ ઉત્સાહી બન્યો. સંગ આવી પહોંચ્યો, તેણે બાબરના લશ્કરને ઘેરી લીધું. બાદશાહ આથી સંકડામણમાં આવી પડયો, દારૂના ઘેનમાંથી જાગૃત થતાં તે ઘભરાવા લા-

ગ્યો. તેની નીશા સંગના સપાટાથી ઝપાટામાં ઉતરી ગઇ, તે પોતાની છાતી કુટવા લાગ્યો, તેણે લશ્કરને ફેરવવા માંડયું; પણ, સંગે તેમ થવા દીધું નહી, પણ જ્યારે તેને લશ્કર સાથે ફરતો જોયો, ત્યારે, તરતજ મેવાડી મહારાણો હાથમાં શમશેર પકડી રજપુતોને ઉશકેરી તેઓ પર તુટી પડયો. માનેલા મોગલોની, આ વખતે કેટલી ચરબી વહી ગઈ તેનું માપજ નહોતું. બાબર બહુ વિમાસણમાં પડયો. છતાં આશારૂપ કાસમને તે પકડી રહ્યો. કાસમ કાસમ આ વખતે તારી મદદની જરૂર છે. શાહ ગગળે સાદે તેની પાસે પોતાનો ઘોડો લઇ જતાં બબડયો. આપે જોયું છે કે શરાબે કેટલી ખરાબી કરી છે ? આપે તે બદલ પહેલેથી વિચાર કરવાની જરૂર હતી, હવે ગભરાવાથી શું બને તેમ છે, માટે મારી પાછળ આવી એકવાર નસીબ અજમાવી જુઓ, કાસમ આ પ્રમાણે બોલી આગળ વધ્યો, શાહ તેની પછવાડે દોરાતાં મન સાથે

બબડયો, યા અલ્લા હું કુરાને સરીફના શોગંદ ખાઇ કહુ છું કે આ ભયમાંથી જો હું બચીશ, તો આજ પછી કોઇ પણ દીવસ, શરાબને અડકીશ નહી, કાસમે આ બોલ સાંભળ્યા તેના ઉદાસ મુખપર થોડોક ઝળકાટ માર્યો. બાબરની આંખમાંથી આ વખતે અશ્રુ પડતાં હતાં. સંગ સૂરપર ચઢયો હતો. કેદાર કંટાળો આપતો હતો, પનીયારી પાણીદાર તલવારની ધાર તપાસતી હતી, આ વખતે કાસમચંદના દરવાજા પાસે આવી થોભ્યો. થોડોવાર વિચાર કરી કાસમે રણુવાદ ફુંકયું. જેથી મોગલો તેની સંજ્ઞા સમજી નાસ ભાગ કરવા લાગ્યા. આ જોઇ, રજપુતો લલચાયા, ઘઢ છોડી તેઓ બહાર પડવા આતુર જણાયા, મોગલોના લોહીમાં નહાવા તેઓ ઉતાવળા બન્યા. કેદારે આ વખતે તેમને અટકાવ્યા, પણ ના ઇલાજ, તેઓ દરવાજો ઉઘાડી મોગલોપર તુટી પડયા, જોત જોતામાં નાશ ભાગ કરતા મોગલ દળમાંથી તેઓ સંગના લસ્કરની લગભગ

જઇ પહોંચ્યા. કાસમે આ વખતે, રણવાદ ફરી ફુંક્યું. મોગલો જોરપર આવ્યા. તેઓ દરવાજા-માં પેસવા મથવા લાગ્યા, તરતજ હરહર મહા-દેવની મોટી ગર્જના સાથે કેદાર પનીયારી તથા પચીસેક રજપુતો સાથે, દરવાજા વચ્ચે આવી ઉભો. બાબર તથા કાસમઅલ્લી તે તરફ ધસ્યા. પણ મરણીયા થયેલા રજપુતો, તેમને સપાટા બંધ તરવારના ઝપાટાથી દુર કરી કાપવા લાગ્યા. પનીયારીએ પાણી બતાવ્યું. કેદારની કસોટી થવા માંડી, વીરનર અચળ દરવાજાપર ઉભો રહ્યો. તે ઘણી જગ્યાએથી ઘાયલ થયલો હતો. કાસમ તેની સાથે ભીડાયો. બન્ને વીરો તરવાર પટાથી અચંબામાં ગરકાવ થવા લાગ્યા. પનીયારી ઘણી જગ્યાએથી ઘાયલ થઇ હતી, છતાં, પોતાના પ્રીયતમની પીઠ સાચવવા તેણી અચળ ઉભી રહી. બાબર લશ્કર સાથે ઘઢમાં પેઠો. સંગ ત્યાં આવી પહોંચ્યો ત્યારે તેણે શું જોયું. ફક્ત કેદાર ઘણી જગ્યાએથી ઘાયલ થઇ કાસમ સાથે લડતો

હતો. સંગ પોંચા કરડવા લાગ્યો. ધહમાં જવા પછી બાબરના જવમાં જવ આવ્યો, પણ કાસમને ગુમાવવાથી તે ઘણો દીલગીર હતો. તેને આ ચંદેરીનો કીલ્લો ઝેર જેવો લાગ્યો, આશા ભર્યો તે ધઢપર ચઢી કાસમને જોવા લાગ્યો, પણ અફસોસ કેદારના છેલ્લામાં છેલ્લા ઘાએ તેનું શીર ધડથી જુદું થઈ ગયું. કેદારના ડીલમાં તેનો ભાલો ખોસાયો, પણ તે સ્થિર ઉભો રહ્યો. પનીયારીએ ધસી ડાબે હાથે તે ખેંચી કાઢયો, સંગ અતિ નીરાશ થઇ તેને તથા પનીયારીને પાલખીમાં ઘાલી ચીતોડ તરફ મોકલી બરદાસ રાખવી કહી માર તે ઘોડે વીદાય થયો.



# પ્રકરણ ૧૫ મું.

## દુઃખમાં-ડંખ.

છેતર.



સુખકારી પવન ધીમે ધીમે ફુંકાતો હતો. સવારની ખુશકારક રોશની પ્રસરી રહી હતી. પક્ષીઓ ઉડતાં કૌવઉ કરતાં માલુમ પડતાં હતાં. સૂર્યનારાયણ ધીમે ધીમે ઉપર ચઢતા જણાતા હતા. અંદર ઝરાનું નીર્મળ કાચ જેવું પાણી વમળો લઇ વહેતું જોવામાં આવતું હતું. સંગ ચંદેરી લેવાની ધાલમેલ કરતો જણાતો હતો. જ્યારે એક સુંદર બાળા હાથમાં સતાર લઈ ફરતી જણાતી હતી. તેણીનો કોયલ જેવો કંઠ મનરંજન કરતો, ફેલાતો જોવામાં આવતો હતો. તેણી ઝરા તરફ જોતી ધીરે ધીરે ઝાડોની ઘટામાં ફરતી, સતાર

વગાડતી, સુર મેળવતી, જોવામાં આવતી હતી. વિચાર લહરીયોમાં અથડાતી બાળા સુખકર વાયુની પ્રસાદી ભેળું પ્રેમ પ્રસાદીનું ગાયન ગાઇ, ઝાડ ઓથે સંતાયલા મેમાનને સંતોષતી જણાઈ.



રાત્રા રાતે રહી રડવડતી નાજુક જે નવેલી,
સુંદરી સુકુમારી અતિ કામને વશ થયેલી;
શોધતી માળી જોબન બગીચાતણો મોહ ઘેલી.
પ્રેમોત્સાહી બની પ્રેમદા મોહને વશ થયેલી.

* * * * *

મલકાતી માનુની મદમાં માતેલી મનને મનાવી, ધીમે ધીમે ઝરા તરફ જવા લાગી......ઝાડ ઓથે સંતાયલો પુરૂષ તેણી તરફ એકી નજરે જોઇ રહ્યો. તેને માથે તથા છાતીએ પાટા બાંધેલા જોવામાં આવતા હતા. તેણે આ વખતે ફક્ત એક ખુલ્લું પહેરણ પહેરેલું હતું. તેનાં પાણીદાર નેત્રો યુવતી પૂઠે પરવરતાં જણાતાં હતાં. એટલામાં રંગ ફેરવાયો, તે ક્રોધથી કંપવા લાગ્યો, બાહુ ઊંચા

નીચા થવા લાગ્યા, નેત્રો રક્તવર્ણાં બની ગયાં, તે એક વિક્રાળ સિંહ જેવો જણાવા લાગ્યો. છતાં ઝાડને અઢેલી, બાળા તરફ જોવા લાગ્યો. તો, તેણે શું જોયું! એક યુવક ઝરાની પેલી પારથી હોડી લઈ આ તરફ આવ્યો અને, એકજ કુદકે હોડીમાંથી ઉતરતાં બાળા તરફ ગયો. બાળા કુદરતી રીતે તે તરફ ખેંચાઇ. સુંદર રાજ તમે અહીંજ હશો, એમ મેં ધાર્યું હતું. યુવકે તેણીનો કર પકડતાં જણાવ્યું. અમરસી! અમરસી! વખત વહી ગયો છે 'હવે મારાથી દુર રહેવામાંજ સાર છે.' કારણ હું મારો પ્રેમ બીજાને અર્પી ચુકી છું.

બાળાએ હળવેથી હાથ છોડાવતાં જણાવ્યું. શું! રાજ આજ છેક બદલાઇ ગઇ! મારી લાંબી ઉમેદો પર પાણી ફેરવ્યું! પ્રેમ બતાવી ફસાવ્યો! અફસોસ! મારૂં નસીબ મને શું સુચવે છે તે હું કહી શકતો નથી. અમરસીહે દીલગીરીસહ જણાવ્યું. હું શું કરૂં! તમે ફરી મળશો એવી મને આશા નહોતી.

હું તેને છોડી શકતી નથી. રાજ રડતાં રડતાં બોલી. હાયહાય, રાજ આ શું બોલે છે. તારા આ ઉચ્ચારો મારા હૃદયને ભેદી નાખે છે. યુવક અમરસીંહે પોતાના કપાળ પર જોરથી હાથ મારતાં જણાવ્યું.

માફ કરો, માફ કરો, હું અપરાધીની છું. રાજ તેના હાથમાં જઈ પડતાં બોલી. મારૂં જીવન રદ છે, મારે આ દુનિયાને છેલ્લા પ્રણામ કરવા જોઇએ હાય, આમ થશે એવું મેં ધાર્યું નહોતું. અમરે તેણીને દુર કરતાં જણાવ્યું.

શું તમારૂં જીવન રદ છે, ના, ના, એવું ન બોલશો. તમે કોઈ બીજીને ચાહો, મારા કરતાં અધીક સુંદર તમને જોઈએ તેટલી મળશે. રાજે રડમસ અવાજે જણાવ્યું.

આ ઝરાનું શીતળ જળ મારૂં ધામ છે. એજ મારૂં સુખ છે, સ્ત્રીઓને ભૂલી જવી જોઈએ. દુનીયા દુનીયા તને છેલ્લા પ્રણામ છે. ફક્ત મરણ વખતે એકજ સુખનની આશા છે. અમર આટલું

બોલતાં તેણી તરફ ફર્યો. તેણી કંઇપણ બોલી નહીં, શું બોલવું તે તેણીને સુજયું નહી, તેણી અધીરી બની ગઇ. પ્રેમની ખેંચતાણ થવા લાગી. તેણીનું મોહક મુખડુ શરમથી લાલચોળ બની ગયું. અમરસીંહે પોતાના બંન્ને હાથો તેણી તરફ પસાર્યા. કુદરતી રીતે રાજ તે તરફ ખેંચાઇ, અમરની છાતીમાં ચંપાઇ ડબાઇ. તેણીને એક પ્રેમ ચુંબન લઇ તે શાંત થયો. પોતાના હાલના પ્રેમી પર લખેલ કાગળ તેણીની નાજુક છાતીમાંથી શરી પડયો, અમરસીંહ પછવાડે તેણી ધીરે ધીરે ઝરા તરફ ખેંચાઇ. આ વખતે તેણીને તેના દેહનું મુદલ ભાન નહોતું. ઝરામાં છોડી આવેલ અમરસીંહની હોડી લાંબે તણાઇ ગઇ. પ્રેમીને છુપાવાનું કારણ મળ્યું. છુપાયલો પુરૂષ ઝાડ પછવાડેથી ધસી આવ્યો. પડેલો પત્ર ઉપાડી લીધો, રાજ જમીન પર ઢળી પડી હતી છતાં આ પુરૂષને તેણી અમરના ખોળામાં ખુશીથી માથું મુકી સુઇ ગયેલી જણાઇ. હાય હાય, આટલાજ અક્ષરો તેના મૂખમાંથી નીકળી પડયા.

ક્રોધાગ્નિથી તેની આંખ રક્તવર્ણી બનેલી જણાઇ. તે પોતાના હોઠ ચાવતો તેણી તરફ ધસ્યો પણ પાછો થંભી ગયો. શું! મારા વીજઇબાહુ એક સ્ત્રીના લોહીમાં ખરડી કલંકીત થાઊં! ના, ત્યારે શું તેણીને આવી રીતનું વર્તન કરતી જોઈ ચુપ રહું! રે રાજ! તારો પ્રેમ આજ આ યુવાનને જોતાં કેમ અદ્રશ્ય થયો! કંઇ સમજાતું નથી. જોઊં તો ખરો આ જીવને શાંતી મળે તેવું કંઇ પત્રમાં લખ્યું છે. કેદારની ઠર્મ દેવી રૂઠેલાં કેમ જણાય છે! આજનો સુર્ય ઝાંખો કેમ જણાય છે! મારો જીવ શાને મુઝાય છે! કંઇ સમજાતુ નથી. અરે! મારી બહાદુરી ક્યાં જતી રહી! મારૂં બાહુબળ ક્યાં અદ્રશ્ય પામ્યું! મારી નાડીમાંનું લોહી શાથી ધસારા બંધ વહે છે! અમરસીંહ તરફ મારા પગ શા માટે ખેંચાય છે! મારે હવે પનીઆરીને શા માટે ચલાવી જોઇએ! અહા! કુલટા આજના કૃત્યથી હું પૂર્ણ રીતે માહીતગાર થયો છું. આટલું બોલતાં યુવાને પોતાનો નીચ-

સો હોઠ એટલા જોરથી કરડયો કે, તેમાંથી લોહીની ટસરો નીકળતી જણાઇ. મનમાં ને મનમાં પત્ર માંહેલી બીના વાંચવા લાગ્યો.

" પ્યારા કેસરસીંગ. "

" મને તમારા પુછવા પરથી મારો આગલો"
,,ઇતિહાસ જણાવવાની જરૂર છે. મારા જીવનમાં"
,,જો કે કાંઇ વિશેશ નવલ જેવું બન્યું નથી."
,,છતાં જાણવા જોગ બીના પણ કેટલીક બનેલી"
,,છે. જોધપુરમાં રહેતા હમીર નામના સરદારની"
,,હું પુત્રી થાઉંછું. ઇબ્રાહીમ સાથે તેની છેલ્લી"
,,ઝપાઝપીમાં મારા પીતા શ્રીગત થયા હતા. જ્યારે,"
,,મારી ઉમર ફક્ત સાત વર્ષની હતી. હું અભા-"
,,ગણીને છોડીને, મારી માતુશ્રી તો મને જન્મ"
,,આપતાંજ ચાલી ગઇ હતી. એટલે આ વખતે હું"
,,તદન નીરાધાર હોવાથી, રણમાં પડેલ પીતાના"
,,શબપર પડી એક સરખો આક્રંદ કરતી હતી."
,,આ વખતે મારૂં રક્ષણ કર્તા કોઇ નહોતું. પણ"
,,દૈવને દયા! આવી ગુરૂજી ચૈતન્ય નાથ ત્યાં"

„આવી ચઢયા. થોડાં વર્ષ તેમની સાથે ગુજાર્યાં”
„બાદ આપનાં દર્શન થયાં. તે પછીની બીનાથી”
„આપ વાકેફ છો, એટલે તે લખવાની જરૂર”
„જણાતી નથી. કહેવાનું ફક્ત એટલુંજ કે હું”
„તમારા પ્રેમની તરસી છું. મારી પ્યાસ છીપાવવી”
„તમારા હાથમાં છે.”

લી.

વીરહીણીદાસી.

પત્ર વંચાઇ રહ્યો અતિ ક્રોધથી ચોતરફ નજર ફરતાં, તેણે પત્રને ફાડી પગ તળે કચર્ડા નાંખ્યો. અતી ગુસ્સાથી પોતાના હાથ મસળતાં બોલ્યો. અહા! રંડા આજ કે તારો પ્રેમ! તેની છાતીમાંના ઘાના ટાંકા તુટી ગયા. લોહી અસારાબંધ જાહેવા લાગ્યું. વેર, વેર, ની બુમ પાડી ઉઠયો. સપાટાબંધ તે ત્રણ ચાર ફલંગોમાં તો રાજ પાસે પહોંચી ગયો. તેણી આશ્ચર્ય પામી, કર પકડતાં કેદારનું વિકાળ સ્વરૂપ જોઈ, તેણી બીધી, આભી બની ગઈ, એકી નજરે કેદાર તરફ જોઈ રહી.

પાપીણી, પ્રેમ ઘાતકીની પનીયારી રાજ, આજથી તેં મારા પ્રેમનો યોગ્ય રસ્તો બતાવી આપ્યો છે.ત્ર ધીકાઃર છે, તારા આ રૂપને અને સ્વભાવને, કુલટા તેં કેદારને ઠગ્યો છે, મારા હૃદયમાં તેં કારીધા કર્યા છે. હાય! તેં મને કર્મહીણ બનાવી મુકયો છે. વેરનું ઝેર મારી રગોમાં પ્રસરી ગયું છે. વેરનો દવ ચોતરફ સળગતો જણાય છે. પણ તારા રક્તમાં મારા બાહુ રંગવા ઇચ્છતો નથી. જા, તે કર્ત્તા તરફથી તને ઘટતી શીક્ષા થશે. તેણીને એકજ ધક્કાથી જમીનપર પાડી નાંખતા કેદારે ગુસ્સાથી જણાવ્યું.

ખબરદાર, મારી હજુરમાં હું તને આ સ્ત્રી તરફ આવી રીતે વર્તવા દઇશ નહી. અમરસીંહ પોતાનું ખંજર ખેંચી કેદાર સામે આવી ઉભો.

લે ત્યારે, હું કંઇ તને મારવા ડરવાનો નથી. કેદાર તારો એક પણ સુકન સાંભળી શકવાનો નથી. આ પ્રમાણે બોલતાં, કેદારે પોતાનું આ બદાર ખંજ્જર જોત જોતામાં અમરની છાતીમાં

અતી ચાલાકીથી ખોશી દીધુ. અમર અચળ રહ્યો કેદારના માથામાં તેણે ખંજર છુટું માર્યું. તેને તાજો ઘા તુટી ગયો. અમર મુડદું થઇ જમીનપર પડયો. જો, ઓ! સુંદર ઘોળીયામાં છુપાયલી ઝેરી નાગણુ, તારી ઠગાઇનો આ નમુનો. કેદાર જમીન પર પડી તરફડવા લાગ્યો. પનીયારીથી આ ન સહેવાયું તેણી પોતાનું માથું કુટવા મંડી, કેશ પીંખી નાખવા લાગી. હાય, હાય,ના પોકાર મા-રવા લાગી. નાથ, નાથ, કહેતી તેણી કેદારનું મ-સ્તક પોતાના ખોળામાં લેવા ગઇ. પણ, મરણ કાંઠે પહોંચેલ કેદારે તેણીને તરછોડી દુર કરી. બહાદુર તારા ખોળામાં મરવા લાયક નથી. આ પ્રમાણે બોલતો સંગ ધસી આવ્યો. મહારાણાને જોઇ કેદારની આંખમાંથી અશ્રુ સરી પડવા લા-ગ્યાં. પ્રિયમીત્ર તેં આ શું કર્યું! હાય આ રાણાને દુઃખમાં ડખ દઈ કયાં ચાલ્યો જાય છે! સબુર કર મારા માનીતા મીત્ર, આનું શું કારણ! સ્ત્રીની બેવફાઇ સિવાય અહી કંઇજ બન્યું નથી. તથા

આવા પ્રકાર બનતા પણ નથી. હાય! મારી નસો ખેંચાય છે. હું જાઉં છું. ઓ! મરણ ઢુકડું છે. અહા! મારી આંખે અંધારા વળે છે. છાતી રૂંધાઇ જાય છે. હું મરવા ડરતો નથી; પણ, મારા માનીતા મહારાણા, મારી હયાતીમાં ચંદેરી સર કરાયું નથી; એજ દુઃખ થાય છે. હું જાઊં છું. પણ, કહેતો જાઉં છું કે, હમેશાં આવી સ્ત્રીઓની બેવફાઇથી દુર રહેવું. સ્ત્રી એક ઝેરનો કુંપો છે. તેણી એક બળતી ચીતા છે. અને પુરૂષો તેમાં દીપક પછવાડે ફરતા, પતંગીયા પેઠે બળી જળી, ભસ્મીભૂત થાય છે. એમ જો હું જાણતો હોત તો, તેથી દુર રહ્યો હોત. હાય, મારૂં માથું ભમી જાય છે, જીભ ખેંચાય છે, હું જાઉંછું. છેલ્લા પ્રણામ. આ પ્રમાણે બોલતાં, કેદારે જીવ છોડયો. તેનું માથું હજુ પણ રાણાના ખોળામાં હતું. તે મુઓ છતાં જીવતો જણાતો હતો. તેની બહાદુરીના સ્તંભો રાણાને હયાત જણાતા હતા, તેની આંખમાંથી

આંસુ સરી પડતાં હતાં. પનીયારીથી આ ન સહેવાયું. કેદારને મરતો જોઇ, તેણીએ એક કારમી ચીસ પાડી. પ્રેમના વેગને, ન રોકી શકવાથી તથા આ દુઃખ દાયક બનાવને ન જોઇ શકવાથી, ઝરાના ઊંડા ડોહમાં કુદી પડી. તેણીની ચીસથી, બાજુની ઝાડીમાંથી તથા, ખેતરમાંથી કેટલાક ખેડુતો ધસી આવ્યા. રાણાને ત્યાં દુઃખદાયક સ્થિતિમાં જોઇ તેઓના અંતઃકરણ કકળવા લાગ્યાં. પનીયારીને એક ખેડુતે બહાર ખેંચી કાઢી તેણી જીવતી હતી. પણ ઉઠવાની ગતા નહોતી. કેદારની ચીતા ખડકી ત્યાં તેને અગ્નિદાહ દેવામાં આવ્યો. થા અમરને પણ થોડેક છેટે અગ્નિદાહ દીધો. આ જોઇ પનીયારી બહુ ઉશ્કેરાઇ ગઇ. હાય, હાય, ી કમાનમાંથી છુટેલા તાર પેઠે તેણી, ઝાડોની માં ગુમ થઇ ગઇ. તેણી ફરી આ દુનિયામાં ાઇજ નહીં.

કેદારને જે જગ્યાએ અગ્નિદાહ દીધો; તે ઠેકાણે સંગ તરફથી એક સ્મર્ણ સ્થંભ બાંધવામાં આવ્યો

હતો. રાણા દર અઠવાડીયે, આરસ્થંભ
તેની યાદદસ્ત માટે, તેના સુરાતનને
થોડાંક અશ્રુ નીગાળતો, દુઃખી અંતઃ
વારે પાછો જતો. કેદારના મરણબાદ,
શોક છવાઇ રહ્યો હતો. એક મહીના
તાળ પડી હતી. તથા મહારાણાએ
પછી કાળાં વસ્ત્રો પરીધાન કર્યાં હતાં.

( સંપૂર્ણ. )